શ્રી હંસવિજયજી જૈન લાયબ્રેરી ગ્રન્થમાળા નંબર ૫ મો.

શ્રીમન્મુનિશ્રી હંસવિજયજી વિરચિત.

# हंसविनोद.

वसंततिलका.

आनंदसूरिपदपद्ममनोज्ञ हंस-
लक्ष्मीप्रपूर्वविजयाभिद पण्डितस्य ।
शिष्यैः कृता जयतु 'हंसविनोद' नामा
स्तुत्यावलिर्जगति हंसविनोदनीयम ॥ १ ॥

પ્રસિદ્ધ કર્ત્તા,
શ્રી હંસવિજયજી જૈન લાયબ્રેરી તરફથી
સેક્રેટરી-જેશંગભાઇ છોટાલાલ સુતરીયા,
અમદાવાદ.

સુધારા વધારા સાથે આવૃત્તિ ચોથી. પ્રત ૧૨૫૦

વીરાત્ ૨૪૩૯.-વિક્રમ સં. ૧૯૬૯.-સન ૧૯૧૩.

અમદાવાદ.
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં આ ગ્રન્થ
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો.

કિંમત બાર આના.

# પુષ્પાંજલિ-હરિગીત છંદ.



જગવંદ્ય **વિજયાનંદસૂરિ** તપગણ ગયણ દિવાકરૂ.
તસ જ્ઞાન લબ્ધિનિધાન સમ શ્રી **લક્ષ્મિવિજય** પટોધરૂ,
તસશિષ્ય **હંસે** ગ્રંથ **હંસવિનોદ** વર રચી ઉદ્ધર્યો,
જિનસ્તવન ટોડરમાળ **હંસવિનોદ** ભવિ કંઠે ધરો.૧
દક્ષિણ પુરવ કચ્છ મરૂ મેવાડ દક્ષિણ ભર્તમાં,
ગુજરાતને પંજાબ વિચર્યા સકળ આર્યાવર્તમાં;
જિનભુવનને ભૂમિતિર્થ સ્પર્શિ કર્યા વર્ણન સંઘરો,
જિનસ્તવન ટોડરમાળ **હંસવિનોદ** ભવિ કંઠે ધરો.૨
મહા માનસર જિનશાસનેથી મૌક્તિકો હંસે ગ્રહ્યાં,
જિનસ્તવનમાળા સરસ વિરચી વિવિધ રાગોમાં કહ્યાં;
તે કંઠ ધરી ગુણ ગાઇ રસના ભવિકજન પાવન કરો,
જિનસ્તવન ટોડરમાળ **હંસવિનોદ** ભવિ કંઠે ધરો.૩
મનમેલ વરજી હંસ સમ ઉજ્વળ બનો બાહ્યાંતરે,
અર્પણ કરો જિનચરણમાં ચિત્ત આત્મ રાખો સંવરે;
ઝટ સ્વર્ગને અપવર્ગનાં સામ્રાજ્યની જયશ્રી વરો,
જિનસ્તવન ટોડરમાળ **હંસવિનોદ** ભવિ કંઠે ધરો.૪
ક્ષીર નિરથી પય ઉદ્ધરે જેમ હંસ તેમ આ ઉદ્ધર્યો.
શ્રુતસાર પયનું પાન કરી આ ગ્રંથ **મુનિહંસે** કર્યો;
શુભછંદ **સાંકળચંદ** કહે નિત્ય રટણ નરનારી કરો,
જિનસ્તવન ટોડરમાળ **હંસવિનોદ** ભવિ કંઠે ધરો.૫



ભવદીય શ્રમણોપાસક **સાંકળચંદ પીતાંબરદાસ શાહ.**

# અર્પણ-પત્રિકા.

શ્રી શ્રાવક કુળભુષણ ગુણગણાલંકૃત સ્વધર્મ સ્નેહી શ્રીયુત **નાથાભાઈ નરોતમદાસ** શાહ
સ્થળ **શીનોર.**

આપ ઉદાર ગંભીર વિવેકવીર અને સત્યપ્રિય નર છો. દેવગુરૂ અને જ્ઞાનભક્તિપર પ્રીતિ સાથે પરોપકાર પરાયણવૃત્તિ હોઈ વિશ્વવંદ્ય વિમળ વિભાકર સ્વર્ગસ્થ ન્યાયાંભોનિધિ **શ્રીમદ્વિજયાનંદ સૂરીશ્વર**ના ચારિત્ર ગુણસંપન્ન શિષ્યવર્ય્ય પંડિત-પ્રવર મહુંમ શ્રીયુત લક્ષ્મીવિજયજી મહારાજના શિષ્ય વિદ્યમાન શ્રી **હંસવિજયજીના** આપ અનન્ય ભક્ત છો. અને આ **હંસવિનોદ** ગ્રન્થ તેઉ સાહેબેજ ગુંથેલો છે તેથી આ ગ્રન્થની કિર્તિની સાથે આપની કીર્તિ પણ ચિરકાળ અમર રાખવાના હેતુથી આ ગ્રન્થ આપને અર્પણ કરી આનંદ માનીએ છીએ. તે સ્વિકારી અમારા આનંદની વૃદ્ધિ કરશો.

સ્થળ રાજનગર<br>
લુણસાવાડા મોટી પોળ. } પ્રસિદ્ધ કર્તા.

# ભૂમિકા.

પ્રિય વાંચનાર !

સત્પુરૂષોના ઉચ્ચ હૃદય પ્રદેશમાંથી વહેતા અમૃતમય વાણીરૂપ પાણીના નિર્મળ ઝરણાઓ સંસાર તાપમાં તપેલા જગત જંતુઓના તન–મનના તાપને સદાને માટે શાંત કરવાને અમોઘ ઉપાય છે. તેઓના રોમે રોમમાં સ્વ–પરનું હિત કરવાની જ તિવ્ર લાગણીઓ હમેશને માટે હોય છે. તે તેઓશ્રીના સાક્ષાત્ સમાગમથી અને તેઓશ્રીના અમર અક્ષર દેહના સમ્યક્ પરીચયથી ગુણાનુરાગી જનોને જણાઈ આવે છે. તેમના ભાવનાચંદન જેવા શીતળ વચનોથી અનેક ભવ્યાત્માઓના ત્રિવિધતાપ પૂર્વકાળે સદાને માટે હોલવાયા છે. વર્તમાનમાં હોલવાય છે, અને ભવિષ્યમાં હોલવાશે. મહાત્માઓની એ વિભૂતિ જન્મ મરણના દારૂણ રોગ ઉપર રામબાણ ઔષધીની ગરજ સારે છે.

"સત્પુરૂષોનું ઉપકારમય જીવન"

પૂર્વકાળના મહાત્માઓએ અસાધારણ પરીશ્રમ લઇ પ્રાણીઓના હિતને અર્થે બનાવેલા ગૂઢ આશયવાળા ઉત્તમ ગ્રન્થો સંસાર સમુદ્રમાં ભુલા પડેલા મુસાફરો માટે દીવાદાંડીની ગરજ સારે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવના પ્રમાણમાં એવા મહાત્માઓ ઉત્પન્ન થાય છે. અને તેઓ કેવળ પરમાર્થ બુદ્ધિથી અનેક અધિકારીઓને ઉપયોગી થઇ પડે તેવા સંખ્યાબંધ ગ્રન્થો બનાવી ભવિષ્યની પ્રજા માટે સન્માર્ગની સુંદર સડક કરી આપે છે.

"અધિકાર યોગ્ય કલ્યાણના માર્ગો."

શ્રી સર્વજ્ઞદેવે જગત્‌માં અસંખ્ય અધિકારવાળા ભિન્ન ભિન્ન રૂચીવાળા અને ભિન્ન ભિન્ન સંયોગ સંસ્કારવાળા પ્રાણીઓ જોઇને તેમના કલ્યાણ માટે અસંખ્ય પ્રકારના યોગો બતાવ્યા છે. તે સઘળાનો અધિકાર યોગ્ય તથા પ્રકારે ઉપયોગ થાય તો તે દરેક યોગ મોક્ષ પ્રાપ્તિના ચોક્કસ કારણ રૂપે છે. જે તાળું જે જાતની કુંચીથી ઉઘડવા યોગ્ય હોય તેને તે જાતની કુંચી લાગુ કરવામાં આવે તો તે જલ્દી ઉઘડે છે. પણ વિજાતિય કુંચી મરડી મરડીને બેસાડવાથી કાંતો કુંચી ભાગે છે, અને કાંતો તાળુ બગડે છે. તેમ જે અધિકારી આત્માઓનું જે યોગોવડે હિત થઇ શકે તેમ હોય તેને તે યોગો બતાવવામાં આવે તો તે અકસીર થઇ પડે છે. તેમ છતાં પરમકૃપાળુ શ્રી તીર્થંકર દેવોએ

સર્વ અધિકારી જીવો માટે એકજ અકસીર ઉપાય "ભક્તિયોગ"

એમ પણ કહ્યું છે કે સંજીવની ઔષધી જેમ સર્વ રોગપર અમોઘ ઉપાય છે. તેમ સંસારના જન્મ મરણાદિના સર્વ જાતિના રોગપર સર્વ અધિકારી આત્માઓ માટે અસંખ્ય યોગોમાંથી એક " ભક્તિયોગ " પ્રધાન અને અસાધારણ ઉપાય છે. ભક્તિયોગ વીના પરમપદની પ્રાપ્તિ દુર્લભ છે. અસંખ્ય મુમુક્ષુ આત્માઓએ એ યોગને અનન્ય ભાવે સેવી અક્ષયપદને પ્રાપ્ત કર્યું છે. અને અનંત આત્માઓ એ યોગવડે ભવ સમુદ્રને ગોપદવત્ સ્હેલથી પૂર્વકાળે તર્યા છે. કેટલાક વર્તમાનમાં તરે છે. અને ભવિષ્યમાં તરશે. અને તેથીજ

અનેક નિષ્કારણ ઉપકારી મહાપુરૂષોએ ભક્તિયોગની પુષ્ટિ માટે અનેક આકારમાં ગદ્યપદ્યાત્મક ગ્રન્થોની રચના કરી છે.

એજ હેતુને લક્ષ્યમાં રાખીને આ ગ્રન્થના કર્તા કે જેઓ સાહેબની ટુંક પીછાન અમો આગળ જણાવવાના છીયે. તેઓશ્રીએ સર્વ જીજ્ઞાસુ આત્માના—સ્વપરના હિ-

"શ્રી હંસવિનોદ ગ્રન્થ."

તને—અર્થે ગ્રામાનુગ્રામ વિહાર કરતાં અનેક ન્હાના મ્હોટા તીર્થો અને જીન મંદીરોના પરમોલ્લાસપૂર્વક ભક્તિભર હૃદયે કરેલાં સ્તવનો તેમજ વૈરાગ્યમય સઝ્ઝાયો, પદો, સ્તુતિઓ, વગેરે ગુજરાતી, હિંદિ અને સંસ્કૃત ભાષામાં પદ્યબંધ બનાવેલા તેનો આ ગુણ નિષ્પન્ન નામવાળા ગ્રન્થમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. તેમાં કવીત્વ કરતાં શુદ્ધદેવ ગુરૂ અને ધર્મપર ભક્તિ અને અનન્ય પ્રેમનું તત્વ વિશેષ છે. દરેક સ્તવન પદ વગે-રેમાં પોતાના ઉચ્ચ હૃદયના ઉભરાઓ, ભક્તિરસમાં લીન્ન કરનારી લાગણીઓ, અને જુદા જુદા રૂપમાં સું-દર બોધ ઝળકી રહ્યા છે. ગાનારા સ્ત્રીપુરૂષોને રસ પૂર્વક સમજ પડે તેવા સુંદર રાગોથી, સાદી અને સ-રળ ભાષામાં એ સઘળાં રચાયલાં હોવાથી, જનસમાજમાં તેનો વિશેષ આદર થવા પામ્યો છે. આ ગ્રન્થની ત્રણ આવૃત્તિઓ જલ્દીથી ખપી ગઇ છે. અને આ ચોથી આવૃત્તિ બ્હાર પડતાં પહેલાં તેની સેંકડો માગણીઓ થઇ ગઇ છે. એ તેની ઉત્તમતા માટે પ્રત્યક્ષ્ય સાબીતી છે.

માનસરોવરપર જેમ મુક્તાફળનો ચારો કરી હંસ

વિનોદ પામે તેમ માનસરોવરના કીનારે સુંદર ભક્તિભર હૃદયંગમ સ્તવનો રૂપ અનુપમ મુક્તાફળનો આસ્વાદ લેતા આત્મા—હંસવિનોદ પામી શકે છે. ચતુર્વિંશતિ જીનની સંસ્કૃત સ્તુતિઓ અને સ્તવન સઝ્ઝાયો વગેરે એક એકથી સુંદર ભાવથી ભરેલાં છે. જે વાંચનાર સ્વયં સમજી શકે તેમ છે.

"ગ્રન્થકર્તા શ્રીમાન્ હંસવિજયજી મહારાજજીની ટુંક પીછાન."

ભારતવર્ષના સુપ્રસિદ્ધ પુરૂષોમાં સાંપ્રતકાળે અગ્રગણ્ય જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદ સૂરિજી ઉર્ફે આત્મારામજી મહારાજજીના મુખ્ય અને પરમકૃપાળુ શીષ્ય શ્રીમાન્ લક્ષ્મિવિજયજી મહારાજજી અને તેમના શીષ્ય શાન્તમૂર્તિ શ્રીમાન્ હંસવિજયજી મહારાજ સાહેબે આ હંસવિનોદ નામનો ગ્રન્થ બનાવ્યો છે. તેઓ સાહેબનો જન્મ વડોદરાના ગર્ભશ્રીમંત, અને સુપ્રસિદ્ધ કુળમાં થયેલો છે. જેમણે પોતાના માત, પિતા, બન્ધુવર્ગ, પત્ની વગેરે બહોળો પરિવાર, લક્ષ્મિ વૈભવ અને યોગ્ય પ્રકારની અનુકૂળ સામગ્રીને ત્યજીને ભરયુવાવસ્થામાં સંસારની અસારતા જાણી, જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પામી, ઉત્તમ ગુરૂ પાસે દીક્ષા લઇ જગત્માં ત્યાગ વૈરાગ્યનો અતિ પ્રશંસનિય દાખલો બેસાડી આપ્યો છે, એટલુંજ નહિ પણ, પોતાની સુકોમળ વય, સુખ વૈભવમાં ઉછરેલી દેહ, અને સંસારાવસ્થામાં સુખ શીળતાનોજ અનુભવ છતાં ગુરૂકુળ વાસમાં વિનયાદિ ગુણો સહિત રહી; વડીલોની સારી પ્રીતિ સંપાદન કરી, સતત્ પ્રયત્નથી ભાષા, સાહિત્ય, અને

ધર્મશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો. શ્રી ગુરૂ આજ્ઞાને અધીન રહી–તેઓશ્રીની આજ્ઞાને હમેશને માટે શીરોધારણીય ગણી, ઉત્તમ ચારિત્ર પાળતાં, અનેક પરીસહો વેઠી, ભારતવર્ષના પંજાબ, બંગાલ, પૂર્વદેશ, મધ્ય હિન્દ, માળવા, દક્ષિણ, કચ્છ–વાગડ, કાઠીઆવાડ, ગુજરાત વગેરે અનેક ભાગોના ન્હાના મ્હોટા ગામોમાં પ્રવાસ કરી જૈન અને જૈનેતર કોમને પોતાના ઉત્તમ ઉપદેશનો લાભ આપ્યો છે. અને હજુ પણ એવીજ રીતે પ્રવાસ કરી શાસન પ્રભાવના, જીનપૂજા, તીર્થયાત્રા, સંઘશાસનોન્નત્તિ, નવા જીનમંદિરોદ્ધાર, પુસ્તકોદ્ધાર, પ્રતિષ્ઠા, ઉદ્યાપન, જૈનશાળાઓ, વાંચનશાળાઓ, લાયબ્રેરીઓ, પાંજરાપોળો, હિંસાના પ્રતિબંધો, અહિંસાદિ સદ્‌ગુણ વૃદ્ધીના પુસ્તકોનો પ્રચાર, નવા ઉપાશ્રયો, વગેરે વગેરે અનેક ઉત્તમ કાર્યો તેઓશ્રીના ઉત્તમ ઉપદેશવડે ઠામ ઠામ થયાં કરે છે. તે ર્વની જે ટુંક ટુંક પણ મુદ્દાવાર નોંધ લેવામાં આવે તો એક દળદાર પુસ્તક થઇ જાય. તેઓશ્રી બહુ મીતભાષી છતાં અત્યંત પ્રભાવશાળી નર છે. તેમના પુન્યનો પ્રવર પ્રતાપ એવો છે કે તેઓશ્રીના વચન માત્રથી અનેક જીવોના હૃદયો તેમના કથનને ઘણી ખુશી સાથે સ્વીકારી લે છે. કોઇ પણ પ્રકારના મતભેદના ઝગડાઓથી તેઓ સાહેબ સદાને માટે અલગ છે. એટલુંજ નહિ પણ એવા ઝગડાઓ હોય ત્યાં તેઓશ્રીની શાંતતા અને વૈરાગ્યમય અદ્‌ભૂત અસરથી થોડીજ મહેનતે તડ, ફાંટાઓ, અને ઝગડાઓ નાબુદ થયા છે. તેનો એક

દાખલો એવો છે કે એક ગામમાં કે જ્યાં એકસોપંદર વર્ષ થયાં સંઘમાં મહાન્ ઝગડો હતો અનેક સજ્જનોના અતીવ પ્રયત્ન છતાં તે શાંત થયો ન્હોતો, તે ઉક્ત મહારાજશ્રીના સદુપદેશથી તુરત શાંત થવા પામ્યો હતો.

વલ્લભીપુર, સચીન વગેરે જુદા જુદા વિભાગના રાજા મહારાજાઓ, રાજ્યના ન્હાના મ્હોટા અધીકારીઓ, જુદા જુદા ધર્મના અનુયાયી ગૃહસ્થો, એકંદરે ઉંચી જાતના સ્ત્રી પુરૂષો ઉપરાંત ક્ષુદ્રજાતિ ઉપર પણ તેઓશ્રીના ઉપદેશથી અતિ અદ્‌ભૂત અસર થવા પામી છે. અનેક ક્ષત્રીઓએ, મુસલમાનોએ, માછી, ધીવરો વગેરે કોમની પ્રજાએ હિંસા કરવાનું અને માંસ મદીરા વાપરવાનું બંધ કર્યું છે. તેઓશ્રી જેમ થોડબોલા છે તેમ શાંતિપ્રિય ગુણાનુરાગી, અને લક્ષ્યને ધ્યાનમાં રાખીને ચારીત્રની ક્રિયામાં સાવધાન રહેનારા સદ્‌ગુણના નમુનારૂપ છે.

સંસારાવસ્થામાં તેઓશ્રીના પુણ્યયોગે લક્ષ્મિ, બહોળો વૈભવ અને અનુકૂળ પરીજનનું સુખ હતું. તેજ પુન્ય, ત્યાગી અવસ્થામાં બીજે રૂપે ફળ દેનારાં થયાં છે. જ્ઞાનાદિ નીજગુણરૂપ લક્ષ્મિ વૈભવ, ઉપશમાદિ ગુણોની અભિવૃદ્ધિ અને શ્રીમાન્ પન્યાસજી મહારાજજી શ્રી સંપત્તવિજયજી જેવા વિનયાદિ ઉત્તમ ગુણના સાક્ષાત નમુનારૂપ, શાસન પ્રભાવનાદિ ઉત્તમ કામોમાં હમેશના મદદગાર અને ઉત્તમ શીલવાળો શીષ્ય સમુદાય છે. તેઓશ્રીના યશનામ કર્મનો પણ એવોજ ઉદય છે કે જ્યાં જ્યાં તેઓ સાહેબ પધારે છે ત્યાં ત્યાં દરેક રીતે વિજય અને ફતેહ થયાં કરે

છે. તેઓશ્રી પોતાના સમુદાયના સઘળા સાધુ સાધ્વીઓ ઉપરાંત અન્ય સમુદાયના સાધુ વર્ગને પણ અનુકરણીય અને માનનીય પુરૂષ છે. કોઇની સાથે કદી પણ કોઈ જાતનો વિરોધ તેમને થયો નથી.

અનેક સદ્ગુણગણાલંકૃત ઉત્તમ ચારીત્ર પાત્ર મુનિ શ્રીના ઉચ્ચ હૃદયમાંથી નીકળેલા ભક્તિયોગના અમૃત-બીંદુઓના સંગ્રહરૂપ આ શ્રી હંસવિનોદ નામના ગ્રન્થની ગુજરાતી લીપીમાં ચોથી આવૃત્તિ બહાર પાડી અમો કૃતાર્થ થઇયે છીયે. અનેક ભવ્યાત્માઓને હમેશને માટે કંઠે ધારણ કરવા યોગ્ય અને અતિ ઉપયોગી “પ્રશ્નોત્તર પુષ્પમાળા” નામનો ગ્રન્થ પણ તેઓશ્રી-નો બનાવેલો બહાર પડી ચૂકયો છે. તે અને આ બન્ને ગ્રન્થો દરેક જીજ્ઞાસુ સજ્જન સ્ત્રી પુરૂષોને વાંચવા વિચારવા અમો સાગ્રહ ભલામણ કરી વિરમીયે છીયે.

આ ગ્રન્થની સાથે તેના ઉત્પાદક શ્રીમાન્ મુનિરાજ શ્રીહંસવિજયજીનો ફોટો આવે તો સારૂં, એમ સીનોર નિવાસી મર્હુમ શા. બાપુલાલ કપૂરચંદની વિદ્યમાન્ દીકરી ચંચળબહેને ગુરૂભક્તિ પૂર્વક ઉત્કંઠા બતાવી અને તેનો સઘળો ખરચ પોતાની પદરથી આપવા કબુલ કરી પોતાનો ઉદાર હાથ એવા શુભ કામમાં લંબાવ્યો તેથી આ સભા તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માને છે.

લી. ગુણીજન ચરણાનુરાગી

**મણિલાલ સુંદરજી શાહ,**

પ્રસિદ્ધ કર્તાની વતી.

# અનુક્રમણિકા.

**શ્રીમાન્ મુનિરાજશ્રી હંસવિજયજીની કૃતિ સંપુર્ણ.**

---

## ગુરૂશ્રીના અનન્ય ભક્તોની રચેલી કૃતિ.



## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

**શ્રી હંસવિજય જૈન લાયબ્રેરી.**

અમદાવાદ—લુણસાવાડો.

**શ્રી આત્માનંદ જૈન સભા—ભાવનગર.**



॥ श्री ॥

# हंसविनोद.

---

## चतुर्विंशतिजिनस्तुतिः

### अनुष्टुब् वृत्तम्.

स नाभेयो जिनो जीया, दूरस्थवृषलक्षणः ॥
श्रीशत्रुंजयतीर्थस्य, मस्तके मुकुटोपमः ॥१॥
वन्देऽहमजितं देवं, लीलया जितमन्मथम् ॥
कर्मवल्लीविनाशाय, कुठारसदृशं विभुम् ॥२॥
श्रीमत्संभवनाथाय, भुवनार्त्तिहराय च ॥
तृतीययोगिनाथाय, नमो विश्वैकभानवे ॥३॥
तुर्यकं जिननाथं च, अभिनंदननामकम् ॥
स्वजन्मावसरे मेरौ, प्राप्तं नौमि सुनिर्मलम् ४
सुमतिं सुमतिर्देया, त्पञ्चमः परमेश्वरः ॥

तनोतु वः सुखान्येष, संसाराब्धुधिपारगः ॥५॥
पद्मप्रभप्रभुर्नाम, तनोतु विमलां श्रियम् ॥
मोहमल्लजयेनेव, भाति यः कमलद्युतिः ॥६॥
जीयाः सुपार्श्वदेव त्वं, सुवर्णद्युतिधारकः ॥
मोहांधानां जडानां च, तमोनाशाय भास्करः ७
समुल्लसितशोभाढ्य, श्चंद्रास्यश्चंद्रलांछनः ॥
चंद्रचारुस्फुरच्छायः, पातु चंद्रप्रभः प्रभुः ॥८॥
स्फुरद्रम्यतमश्रीकः, सर्वदर्शी जिनोत्तमः ॥
आंतरारिविघाताय, ददातु सुविधिर्विधिम् ९
श्रीभद्दिलपुरीवासी, शीतलः शीतलो जिनः।
विभासंभारसंशोभी, शीतलान्नः करोतु सः १०
दिश्याच्छ्रेयांसि सः श्रीमान्, जिनः श्रेयांस उच्चकैः ॥
चमत्कारकरस्फार, प्रभाप्राग्भारभासुरः ॥११॥

## इंद्रवज्रा छंदः

भ्राजिष्णुचंचद्दरपद्मवर्णः, प्रोत्फुल्लसर्पत्स्फुटपद्मनेत्रः ॥ सत्पद्मसंशोभिनखा रुण-

श्रीः, श्रीवासुपूज्यः किल मां पुनातु ॥१२॥

## उपेंद्रवज्रा छंदः

लसत्प्रकृष्टोज्ज्वलवज्रतुल्य, रदप्रभोद्भासि-
तसभ्यवर्गः ॥ प्रभावरम्यं विमलं करोतु,
जिनाधिनाथोविमलाभिधो माम् ॥ १३ ॥

## उपेंद्रवज्रा छंदः

अनंतविज्ञानमनंतनाथं, नमामि भक्त्या
कृतपापमाथम् ॥ वरोदयं श्रीजगदेकनाथ,
मनंतसारातिशयाधिनाथम् ॥ १४ ॥

## रथोद्धता छंदः

स्तौमि सक्थिवरवज्रलांछनं, मूर्तधर्ममिव
धर्मनामकम् ॥ पर्वते हरिमिवाशनिश्रितं,
गर्वपर्वतचयप्रणाशकम् ॥ १५ ॥

शांतिकांतिधृतिमुक्तिदं वरं, सांद्रशं वितर
मे तु सत्वरम् ॥ शांतिनाथ जिन शांतिका-

कर, रोगशोकभयमोहवारक ॥ १६ ॥

## स्वागता छंदः

ज्योतिषांततिषु राजति सूर्य, स्तारकेषु च यथा ननु चंद्रः ॥ वेगिनां मरुदिवाप्तजनेषु, कुंथुनाथजिनराड्हि तथासौ ॥ १७ ॥

## वसंततिलका छंदः

आलंबयष्टय इवारजिनेश्वरस्यां,
शुल्यो दशापि पदपद्मयुगस्य यस्य ॥
पापौघकर्द्दमानिमज्जदशेषजंतु,
निष्कासनाय हि बभुर्बलवत्तरास्ताः ॥१८॥

## मालिनी वृत्तम्

नयनकुमुदचंद्रः कीरवर्णाभकायो,
बहुलसुखजयंताद्देवलोकाच्च्युतो यः ॥
स जयति जगदीशो मल्लिनाथो जिनेंद्रो,
जनशमसुखकारः कर्मवल्लीकुठारः ॥ १९ ॥

## त्रोटक छंदः

मुनिसुव्रतनाथ तव क्रमयो, र्नखचंद्रमसो
दश भांति विभो ॥ रचिता इव रत्नचयैर्मु
कुराः, शुभमुक्तिवधूबहुकेलिकराः ॥ २० ॥

## शिखरिणी वृत्तम्

स्फुटश्रीरोचिष्णुं शमरसनिमग्नेक्षणयुगं,
प्रसन्नास्यांभोजं प्रहरणसमूहोज्झितकरम् ॥
विरक्तं रामाया निखिलजनसंतोषजनकं,
भजे तं विश्वेशं नमिजिनवरं कल्मषहरम् ।२१।

## हरिणी वृत्तम्

प्रणमत जनाः श्रीमन्नेमिं विकस्वरवैभवं,
प्रवणहृदयं प्राणित्राणे मनोहरतायुतम् ॥
भवजलनिधौ द्वीपप्रायं श्रितं गिरि रैवतं,
परिजनजनैः सार्द्धंत्यक्तस्वराजिमती प्रि-
यम् ॥ २२ ॥

## मंदाक्रांता वृत्तम्.

वंदे पार्श्वं प्रवरविभवं पार्श्वसंसेव्यपार्श्वं, कल्याणानां विपुलसदनं राजमानप्रभावम् ॥ सत्कल्पद्रुं त्रिभुवनमनः कल्पनातुल्यदानात्, वामाकुक्षिप्रवरसरसीराजहंसोपमानम् ॥ २३ ॥

## शार्दूलविक्रीडित वृत्तम्.

विभ्राजिष्णुकलाकलापकलितग्लावर्कयुग्मेन च, सद्भक्त्या विनयान्वितेन विहिता पूजा हि यस्यप्रभोः ॥ स श्रीवीरजिनः प्रभावभवनं श्रेयांसि दिश्यात् सदा, नंतज्ञानविशुद्धरूपकलितः कामेभपंचाननः २४

॥ इति चतुर्विंशतिजिनस्तुतिः ॥

## वसंततिलका.

सर्वोत्तमेषु सुभगेषु तपाभिधेषु, गच्छेषु तिष्ठति सदा परमोपकारी ॥ आनंदसूरिरि-

ति तस्य विनेयलक्ष्मीः तस्यास्ति हंसविजयः
स इमां चकार ॥ १ ॥

# श्रीसम्मेतशिखर तीर्थ स्तोत्रम्.

सौधर्मेंद्रादयोदेवाः, त्रिदिवस्थानसंस्थिताः ॥
सेवंते यं सदातीर्थं, राजंतस्मैनमोनमः ॥१॥
चमरेंद्रमुखाश्चापि, कृत्स्ना भुवनपालकाः ॥
सेवंतेयंसदातीर्थं, राजंतस्मैनमोनमः ॥ २ ॥
नभोमणिनिशारत्न, ग्रहनक्षत्रतारकाः ॥
सेवंतेयंसदातीर्थं, राजंतस्मैनमोनमः ॥ ३ ॥
भूशक्रचक्रपाण्याद्या, मर्त्यलोकनिवासिनः ॥
सेवंतेयंसदातीर्थं, राजंतस्मैनमोनमः ॥ ४ ॥
विशंतितीर्थपायत्र, सिद्धामुनिगणान्विताः ॥
तत्रसम्मेतशैलाद्रौ, भूयात्सौख्यंममाप्यहो ।५।

॥ इति सम्मेतशिखरस्तोत्रम् ॥

# श्री पंचपरमेष्टि स्तोत्रम्.

उत्पन्नसज्ज्ञानमहोमयेभ्यः
सत्प्रातिहार्यासनसंस्थितेभ्यः ॥

सद्देशनाऽऽनंदितसज्जनेभ्यो,
नमोनमोनित्यमहोजिनेभ्यः ॥ १ ॥
सिध्धेभ्यआनंदरमालयेभ्यो,
नमोनमोऽनंतचतुष्टयेभ्यः ॥
सूरिभ्यउज्झीकृतकुग्रहेभ्यो,
नमोनमःसूर्यसमप्रभेभ्यः ॥ २ ॥
सूत्रार्थविस्तारणतत्परेभ्यो,
नमोनमोवाचककुंजरेभ्यः ॥
साधुभ्यआराधितसंयमेभ्यो,
नमोनमःशुध्धदयादमेभ्यः ॥ ३ ॥

॥ इति पंचपरमेष्ठी स्तोत्रम् ॥

## श्री आदिनाथ स्तोत्रम्.

जयदेवाधिदेवत्वं, जयनाभिनरेंद्रज ।
जयकामितकल्पद्रो, जयसंसारतारक ॥ १ ॥
जयचिन्मात्रममत्वं, जयतत्वोपदेशक ।
जयदारादराऽरक्त, जयस्फारादरान्वित ॥२॥
जयज्ञानामृतासक्त, जयध्यानामृताचल ।
जययोगींद्रनाथत्वं, जयभोगींद्रसेवित ॥ ३ ॥

॥ इति आदिनाथस्तोत्रम् ॥

# श्री अजितनाथ स्तोत्रम्.

जयवानजितोदेवो, नचकोप्यजितंजयेत् ।
अजितेनजिताः सर्वे, अजितायनमोनमः १
अजिताज्जयवंतोन्ये, अजितस्यजयोमहान् ।
अजितेजयलक्ष्मिश्च, सुखंवसतिसर्वदा । २ ।
एतादृशोऽजितोदेवो, ममाहोहृदयांबुजे ।
सदातिष्ठतुभाग्यंचेत्, मरालइवमानसे । ३ ।

॥ इति अजितनाथस्तोत्रम् ॥

# अथ श्री संभवनाथ स्तोत्रम्.

नमःसंभवनाथाय, त्रैलोक्यस्वामिनेध्रुवम्
पुण्योदयसंभवाय, भवभावाभिदेपुनः १
समाधिधनपूर्णाय, गर्जज्ज्ञानगजायच
रंगद्ध्यानतुरंगाय, शमसाम्राज्यसंपदे २
विकारपादपानांतु, मूलादुन्मूलनायच
दुःखदारिद्र्यदुर्भिक्ष, भेदनायमहात्मने ३

॥ इति संभवनाथस्तोत्रम् ॥



# શ્રીશિખરગિરિચૈત્યવન્દનમ્.

જયજયશિખરગિરીશઇશ,વિશજિનેશ્વરનામી;
અણસણકરીને ઇહાં કને,પંચમી ગતિ પામી. ૧
બિજા પણ બહુ મુનિવરા, શિવગતિના ગામી;
પરમાતમપદપામીયા, વંદુ શિરનામી. ૨
એ અવદાત સુણી કરી, હુંએ પદકામી;
આવ્યોછું તુજ આગલે, કિમ કિજે ખામી. ૩
શ્રીશ્યામલીયા પાર્શ્વનાથ, તુમે પણ દિનદયાલ;
એ અરજી સુણી માહરી, ઘો નિજપદ લાલ. ૪
હું અનાથ ભમીયો ઘણું,ન મીલ્યોતુમસમોનાથ;
આપી પદ પોતા તણું, રાખે નિજ સાથ. ૫
રાગરીસ ક્રોધે ભર્યા, નિંદકને અવિવેક;
એ સઘલું ઉવેખીને, રાખો મુજ ટેક. ૬
મુજ પાપીના પાપને, દુર કરી હજુર;
નિજલક્ષ્મીને આપશો, આશા છે ભરપુર. ૭

ઇતિ શ્રીશિખરગિરિચૈત્યવન્દન.



૪૩૮૮

# अथ ચોવીશી પ્રારંભ.

---

## ॥ શ્રી આદિનાથ સ્વામિ સ્તવનં ॥

કુમકુમને પગલે પધારો રાજ, કુમ૦ એ દેશી.

॥ આતમ તું તો આદિ જિણંદ ભજ લે, આતમ તું તો પ્રથમ જિણંદ ભજ લે ॥ એ આંકણી ॥ જુગલાધર્મ નિવારણ સ્વામી, શીલ્પ કલા સજ લે ॥ આતમ૦ ॥ ૧ ॥ પ્રથમ રાય આદિનાથ કહાવે, પ્રથમ મુનિ સઘલે ॥આતમ.॥ ॥ ૨ ॥ પ્રથમ તીર્થના નાથ નક્કી છે; ઝટ દર્શને લગ લે ॥ આતમ. ॥ ૩ ॥ સંયમ લઇ નિરાહાર જગત્પ્રભુ, વરસ ફર્યા પગલે ॥ આતમ. ॥૪॥ શ્રેયાંસ ઘર પ્રભુ દાન થકી થયું, દ્રવ્ય ઘણું ઢગલે ॥ આતમ. ॥ ૫ ॥ કેવલજ્ઞાન દિવાકર થઇ ગયા, મોક્ષ એક ડગલે ॥ આતમ. ॥ ૬ ॥ એ પ્રભુનું હંસ ધ્યાન ધરીને, શિવસુખડાં મંગલે ॥ આતમ. ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ શ્રી અજિતનાથ સ્તવનં ॥

॥ અબ મોહે ડાગરીયા ॥ એ દેશી ॥

॥ છો જગતારણહાર, અજિત જિન, છો

જગતારણહાર ॥ ભવોદધિ પાર ઉતાર ॥ અજિત॥ ત્રિભુવનના આધાર, તુમેં પ્રભુ મંગલના કરનાર ॥ કર્મ રોગ કાટણ કારણ તુમેં, વૈદ્ય તણા અવતાર ॥ વૈ. ॥ છો જ. ॥ ૧ ॥ જ્ઞાનવંત જાણો સહુ જગને, તોપણ મુઝ સંસાર ॥ વીતક જે વીત્યું છે સાહેબ, માતપિતા પરે ધાર । મા. । । છો જ. । ૨ । બાલકની લીલાયુત બાલક, મા આગલ કરે લાડ ॥ તિમ હું કહું સાહેબ તુઝ આગલ, મુઝ વિનતી અવધાર ॥ મુ. ॥ છો. ॥ ૩ ॥ દાન ન દીધું મુનિ જનને બહુ, શીલ ન પાલ્યું લગાર ॥ તપથી તો બહુ ત્રાસ ધરૂં દિલ, શા થશે મુઝ હાલ ॥ શા. ॥ છો જ. ॥૪॥ ક્રોધ રૂપ દાવાનલ બલીયો, લોભ અહી વિકરાલ ॥ વલગ્યો છે મુઝનેં શું કરવું, કહો પ્રભુ દીનદયાલ ॥ ક. ॥ છો. ॥ ૫ ॥ માન મહા અજગરના મુખમાં, પડિયો છું નિરધાર ॥ માયાજાલથકી બંધાણો, કર્મતણે અનુસાર ॥ક.॥ છો. ॥ ૬ ॥ આ ભવ પરભવ હિતકારી કાંઇ, કીધું ન કામ લગાર ॥ તિણ કારણ સુખ લેશ ન પામ્યો, ગયો જન્મ જિન હાર ॥ગ.॥ છો. ॥૭॥ જાણ આગલ પ્રભુ શું બહુ કહેવું, જલદી કરો ઉદ્ધાર ॥ અવગુણ સઘલા ઉવેખીને, દ્યો શિવલક્ષ્મી દાતાર ॥ દ્યો. ॥ છો. ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ શ્રી સંભવજિન સ્તવનં ॥

॥ હાંરે કેને દેખ્યા હમેશ સ્વામી ॥ એ દેશી ॥

॥ સંભવજિન છો જગસ્વામી, સ્વામીજી જિનપદ પામી રે ॥ સંભવ૦ ॥ એ ટેક ॥ તુમ સમદેવ નહીં કોઇ જગમાં, અન્ય દેવ છે કામી રે ॥ સંભવ૦ ॥ ૧ ॥ રાગદ્વેષ નહી તુઝમાં દીસે, મૂર્ત્તિમાં નહી ખામી રે ॥ સં૦ ॥ ૨ ॥ અપર દેવ પૂજાય ધતૂરે, તુમેં જાસુદે સુખધામી રે ॥ સંભવ૦ ॥ ૩ ॥ સંભવ નામ સુખ સંભવ દાતા, જપો તુમેં ભવિ શિરનામી રે ॥ સંભવ૦ ॥૪॥ સેવકનો ઉદ્ધાર કરો પ્રભુ, રાજહંસ ગતિ ગામી રે ॥ સંભવ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ શ્રી અભિનંદનજિન સ્તવનં ॥

॥ મનહિમેં વૈરાગી ભરતજી ॥ મ૦ ॥ એ દેશી ॥

॥ અભિનંદનજિન વાણી રે, પ્રાણી સાંભલો ગુણની ખાણી ॥ જયવંતી વરતે છે જગમાં, મિથ્યાતિમિર મીટાણી॥ કઠિણ કર્મ કાટણ કારણ એ, સુંદર જેસી કૃપાણી રે॥પ્રાણી૦॥ ॥ અ૦ ॥ ૧ ॥ એ વિણ જન સંસાર ભમે છે, જેમ ઘાંચીની ઘાણી ॥ સંશય સકલ નિવારણ એ વલી, ભવિજન સાચી જાણી રે ॥પ્રાણી૦॥

॥ અ૦ ॥ ૨ ॥ દેવ કુદેવ ન તે વિણ લહીયેં, એમ ભાષે મુનિ નાણી ॥ સુગુરૂ કુગુરૂના ભેદ વિના નહી, શીવ સુંદરી પટરાણી રે ॥પ્રાણી૦॥ ॥ અભિ૦ ॥ ૩ ॥ ધર્મ અધર્મ છે અમૃત વિષ સમ, એક કરો કેમ તાણી ॥ તેહનું જાણપણું કરીને તુમેં, લહો શિવલક્ષ્મી શાણી રે ॥ ॥ પ્રાણી૦ ॥ અભિ૦ ॥ ૪ ॥

## ॥ શ્રીસુમતિજિન સ્તવનં ॥

॥ ઇડર આંબા આંબલી રે ॥ એ દેશી ॥

॥ સુમતિ જિણંદશું વિનતિ રે, ભવ અટવી દૂર ટાલ ॥ હું અનાદી નિગોદમાં રે, ભમીયો અનાદી કાલ ॥ સુમતિ જિન મુઝ વિનતિ અવધાર ॥ ૧ ॥ એ આંકણી ॥ સિદ્ધ એકની સાહ્યથી રે, નિકળ્યો ત્યાંથી બાહાર ॥ બાદર સ્થાવરમાં પડ્યો રે, કેમે ન આવ્યો પાર ॥ સુમ૦ ॥ ૨ ॥ વિગલેંદ્રિયમાંહે વસ્યોરે, પણ થિરતા નહીં ક્યાંય ॥ પંચેંદ્રિયપણું પામીયો રે, પુણ્યોદય માહમાય ॥ સુમ૦ ॥ ૩ ॥ ત્યાં પણ નરકમાં ઉપન્યો રે, કર્મ તણે અનુસાર ॥ સાગર તેત્રીશ તિહાં રહ્યો રે, કષ્ટ તણો નહી પાર ॥ સુમ૦ ॥ ૪ ॥ તિર્યંચ ગતિ માંહે ગયો રે,

ચઢચો કસાઇને દ્વાર ॥ છેદન ભેદન ત્યાં સહ્યાં રે, કેણે ન લીધી મોરી સાર ॥ સુમ૦ ॥ ૫ ॥ દેવ તણે ભવેં દુઃખ ઘણું રે, મરણનો ભય મનમાંહ્ય ॥ મનુષ્ય ગતિમાં આવીયો રે, શુભોદયની સાહ્ય ॥ સુમ૦ ॥ ૬ ॥ દેશ અનારજમાં થયો રે, નીચ કુલે અવતાર ॥ ત્યાં પણ તુમ દર્શન વિના રે, ગયો જન્મારો હાર ॥ સુમ૦ ॥ ૭ ॥ ઇણ વિધ નાટક બહુ પરેં રે, નાચ્યો દીનદયાલ ॥ હવે તુમ ચરણમાં આવીયો રે, ભવ અટવી દૂર વાર ॥ સુમ૦ ॥ ૮ ॥ વિનતિ સુણી પ્રભુ માહરી રે, સેવકની કરો સાર ॥ મહેર કરી મુજ કીજિયેં રે, શિવલક્ષ્મી શિરદાર ॥ સુમ૦ ॥ ૯ ॥ મુજ મન સરોવરમાં વસો રે, હંસ તણી પરેં આજ ॥ તેહ થકી દૂરેં ટલે રે, દુષ્ટ કર્મનાં કાજ ॥ સુમ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

## ॥ શ્રી પદ્મપ્રભજિન સ્તવનં ॥

॥ જગજીવન જગવાલહો ॥ એ દેશી ॥

॥ પદ્મપ્રભ જિન વાલહા, દેવ પૂજિત પાદપીઠ લાલ રે ॥ શક્તિ રહિત ભક્તિ કરૂં, [1]ત્રપા થઈ છે [2]અદીઠ લાલ રે ॥ પ૦ ॥ ૧ ॥ ગુણસમુદ્ર

૧ લજ્જા ૨ અદૃષ્ટ.

ગુણ ગાયવા, શક્તિમાન્ કુણ થાય લાલ રે ॥ જિમ કલ્પાંત સમુદ્રનેં, ભુજાબલે ન તરાય લાલ રે ॥ પ૦ ॥ ૨ ॥ તોપણ તુમ ભક્તિથકી, સ્તવના કરૂં મહારાય લાલ રે ॥ મૃગ મૃગેંદ્ર સમીપ જ્યું, ધાય બાલ મન લાય લાલ રે ॥ પ૦ ॥ ૩ ॥ નાથ સ્તુતિ કરવાથકી, પાપ સવી ક્ષય જાય લાલ રે ॥ અંધકાર જિમ સૂર્યના, કીરણોથી પ્રપલાય લાલ રે ॥ પ૦ ॥ ૪ ॥ એમ જાણી સ્તવના કરો, ભવિ તુમે ચતુર સુજાણ લાલ રે ॥ પદ્મપ્રભપદ પંકજેં, હંસ પરેં કરો ઠાણ લાલ રે ॥ પ૦ ॥ ૫ ॥ ઈતિ ॥

## ॥ શ્રી સુપાર્શ્વનાથ સ્તવનં ॥

॥ શાંત વદન કજ દેખ નયન મધુકર મંન લીનો રે ॥
॥ એ દેશી ॥

॥ સેવો સુપાર્શ્વ જિનદેવ, આજ તુમ ભાવ ધણેથી રે ॥ ભા૦ ॥ ઇક્ષ્વાકુ કુલ ભયા અવતાર, મઘવાદિક મન હર્ષ અપાર ॥ હેમાદ્રિપર સ્નાત્રસાર, કરતા ભક્તિથી રે ॥ સેવો સુ૦ ॥ ૧ ॥ ચાર અતિશય જનમ તે સાર, કર્મનાશસેં ભયે અગ્યાર ॥ ઓગણીસ કિયે સુરનેં ઉદાર, ચોત્રીશ સંખ્યાથી રે ॥ સેવો સુ૦ ॥૨॥

સમવસરણ બેસી જિનરાજ, પાંત્રિશ ગુણયુત વાણી વર્ષાજ ॥ ભવ્ય જિવ શ્રવણનકે કાજ, કરતે કરૂણાથી રે ॥ સેવો૦ ॥ ૩ ॥ ધર્મ દાન દેઈ મહારાજ, અનેક પ્રાણીકે તારે સમાજ ॥ મેરી તો નહી રાખી લાજ, તકસીર કર્યાથી રે ॥ સેવો૦ ॥ ૪ ॥ અથવા પ્રભુ તરણિસમ ન્યાય, જગત્જીવકા તિમિર પલાય ॥ [1]ઘૂક પ્રાણી કુંસ-એવ થાય ॥ તસ દુરિત નડચાથી રે ॥ સેવો૦ ॥ ૫ ॥ તોપણ જીન ગુણસરકી પાલ, હંસપરે રમે ભવિક બાલ ॥ જિન વાણી મોતિયનકી માલ, અર્પણ કરવાથી રે ॥ સેવો સુપાર્શ્વજિન દેવ આજ, તુમ ભાવ ઘણેથી રે ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ શ્રી ચંદ્રપ્રભજિન સ્તવનં ॥

॥ મલ્લિજિન નાથ જી વ્રત લીજેંરે ॥ એ દેશી ॥

॥ ચંદ્રપ્રભનાથજી સુખ દીજેં રે ॥ સુખ દીજેં માહારા પ્રભુ સુખ દીજેં ॥ ચંદ્રપ્રભ૦ ॥ માતા લક્ષ્મણાયેં પ્રભુ જાયા રે, તિહાં ઇંદ્ર ઇં-દ્રાણીમલી આયા રે, જઇ મેરૂશિખર નવરાયા ॥ ચંદ્ર૦ ॥ ૧ ॥ મહસેનરાજા કુલચંદ રે, વિકસે જ્ઞાન કુમુદ અમંદ રે, મુનિ મધુકર લહે મકરંદ

---

૧ ઘુવડ પક્ષી.

॥ चंद्रप्रभ० ॥ २ ॥ निशाकर नामें अभिज्ञान रे, जगजीव करे गुणगान रे, माने सुधा तणुं कर्युं पान ॥ चंद्रप्रभ० ॥ ३ ॥ प्रभु दीक्षा अवसर जाणी रे, रुषि सहस सहित गुणखाणी रे, वर्या संयम शुभ पटराणी ॥ चंद्रप्रभ० ॥ ४ ॥ उपासकविजय अभिधान रे, देवी भ्रकुटी गुणवान् रे, मानुं लक्ष्मी तणे ए समान ॥ चंद्रप्रभ० ॥ ५ ॥ इति ॥

## ॥ श्रीसुविधिजिन स्तवनं ॥

॥ छोड चला बनझारा ॥ मुने० ॥ ए देशी ॥

॥ सुविधिजिन कुगति निवारी, मुज सार करो दिल धारी ॥ सुग्रीव राजा कुल आये, जब रामा मात झुलाये रे, तव प्रभुने कीइ किलकारी ॥ मुज० ॥ १ ॥ जिन यौवन वयकुं पावे, तव लोकांतिक सुर आवे रे, ल्यो दिक्षा जगहितकारी ॥ मुज० ॥२॥ संयमरमणी जब पाइ, तब मनपर्यव हुवो धाइ रे, पींछे केवल ज्ञान स्वीकारी ॥ मुज० ॥ ३ ॥ मिल इंद्रादिक देव आइ, शुभ समवसरण बनाइ रे, सुणि वाणी मोहनगारी ॥ मुज० ॥५॥ सब कर्मोका बंध छोडाइ, दोय धर्म शुकल ध्यान ध्यायी रे, शिवलक्ष्मी लही प्रभु प्यारी ॥ मु० ॥ ५ ॥

## ॥ શ્રીશિતલનાથજિન સ્તવનં ॥

॥ હું તો ભુલી ગયો છું અરિહંતને જો ॥ એ દેશી.

॥ મુને શીતલ જિનતુમ પ્રીતડી જો, તારી પ્રતિમા શીતલ દીઠડી જો, તેથી આંખડલી માહરી ઠરી જો ॥ મુને૦ ॥ ૧ ॥ પ્રભુ કલ્યાણના મંદિર છો જો, તુમેં મેરૂ ગિરી પરેં ધીર છો જો ॥ મુને૦ ॥ ૨ ॥ તુમેં પાપ તણા ભેદનાર છો જો, તુમેં કુમતીના છેદનાર છો જો ॥ મુ૦ ॥ ૩ ॥ તુમેં અભયદાન દેનાર છો જો, ભવિ જીવને પાસ લેનાર છો જો ॥ મુ૦ ॥ ૪ ॥ હું તો સંસારમાં પડી રહ્યો જો, ત્યાંતો દુઃખથકી જલિ રહ્યો જો ॥ મુને૦ ॥ ૫ ॥ પ્રભુ સેવક સુખીયો કીજી યેં જો, શિવલક્ષ્મીથી મુખીયો કીજીયેજો ॥ મુને૦ ॥ ૬ ॥ ઇતિ.

## ॥ શ્રીશ્રેયાંસજિન સ્તવનં ॥

॥ ચિંતામણીપાસ પ્રભુ અર્જ કરૂં મેં તુજકું ॥

॥ એ દેશી ॥

॥ પ્રભુ શ્રેયાંસ સુણો આપ મેરી બાત કહી, તુમ વિના કોણ ધરે કાન હુકૂ સુણો તો સહી ॥ પ્રભુ શ્રે૦ ॥ ૧ ॥ મેં હુવા સનાથ અબ પ્રભુ તુમ હાથ ગ્રહી, તુમ વિના કોણ કરે સાર

મેરી પાસ લહી ॥ પ્રભુ શ્રે૦ ॥ ૨ ॥ અંગ મેરા સંગ કરે ચંગ ગુણ કેરા નહી, એક મુને રંગ તેરે નામકા જેસા છે દહીં ॥ પ્રભુ શ્રે૦ ॥ ૩ ॥ કરો મુઝે હિતધાર સંસાર કારાગાર બહી, હંસ લહે વાસ તુમ ચરણ કજ પાસ રહી ॥પ્ર૦॥૪॥

## શ્રીવાસુપૂજયજિન સ્તવનં ॥

## ॥ લાવણી ॥

॥ શ્રી અજિતનાથ માહારાજ ગરિબનીવાજ૦ ॥

॥ એ દેશી ॥

શ્રીવાસુપૂજ્ય મહારાજ, સકલ સુખ કાજ, સુધારો આજ, સુધારો આજ ॥ જયવંતા છો જગમાંહિ, તુમેં માહારાજ ॥ એ આંકણી ॥ દેવોમાં જેહવો ઇંદ્ર, તારામાં ચંદ્ર ન્યાયીમાં રામ, ન્યાયીમાં રામ ॥ તેમ સ્વરૂપવંતમાં રૂડો દીસે કામ ॥ રૂપવંતી માંહે નાર, ખરેખર સાર, વિરાજે રંભા, વિરાજે રંભા ॥ તિમ વાદિંત્રોમાં વાગે રૂડી ભંભા ॥ સાહાસિમાં રાવણ આપ, ખપાવી પાપ, કર્યું નિજ કાજ, કર્યું નિજ કાજ ॥ જ૦ ॥ ૧ ॥ ઐરાવણ હસ્તિમાંહિ, બડો છે તાંહિ, બીજો કોઇ નાહી, બીજો કોઇ નાહી ॥ તિમ અભય વિરાજે બુદ્ધિવંતની માંહિ ॥ તી-

થૈંમાં મોટું તેહ, શત્રુંજય જેહ, નથી કોઇ બી-
જું, નથી કોઇ બીજું ॥ જિમ પુણ્ય પાપથી
બલિ નહિ કોઈ ત્રીજું॥ નવકાર સમો નહિ મંત્ર,
નહિ કોઇ તંત્ર, નહિ કોઇ સાજ, નહિ કોઇ સાજ
॥ જ૦ ॥ ૨ ॥ સહકાર તરૂમાં સાર, બરાબર
યાર, કહું છું સાચું, કહું છું સાચું ॥ તિમ વા-
સુપૂજ્ય જિન દેવ જોઇ હું રાચું ॥ નહિ દેવ
જગતમાં થાય, વિદ્રુમ સમકાય, બીજો કોઇ તેવો,
બીજો કોઇ તેવો ॥ શ્રી વાસુપૂજ્ય માહારાજ
જિનેશ્વર જેવો ॥ તસગુણ ગણસરની પાલ, રમે
છે મરાલ, સુખને કાજ, સુખને કાજ ॥ જય૦
॥ ૩ ॥ ઇતિ શ્રી વાસુપૂજ્ય જિન૦ ॥

## ॥ શ્રી વીમલનાથજિન સ્તવનં ॥

॥ વિમલાચલ વિમલા પ્રાણી ॥ એ દેશી ॥

પ્રભુવિમલની વિમલા વાણી, ધરો હૃદય-
કમલે તુમેં પ્રાણી, એતો ગુણગણ સકલની
ખાણી, એતો મિથ્યા તિમિર મીટાણી ॥ વિમ-
લજિનનાથને ભવિ સેવો, નહિ દેવ જગતમાં
એહવો ॥ વિમલજિન૦ ॥ ૧ ॥ ત્રણ લોક તણા
એજ સ્વામી, તીર્થંકર પદવી પામી, જ્ઞાનરૂપ
ધરે ગુણધામી, યોગીંદ્ર પદે વિશરામી ॥ વિ-

મલ૦ ॥ ૨ ॥ સંસારમાં લહી અવતાર, થયા એકાંતે હિતકાર, જગનાથે પૂર્ણ ધરી પ્યાર, કર્યો મોક્ષમારગનો ઉદ્ધાર ॥ વિમલ૦ ॥ ૩ ॥ સંસાર સમુદ્રમાં ઝાજ, ભવ્ય જીવને તારણ કાજ, દેખાડણ મુક્તિનું રાજ, પામ્યા સંયમ શ્રીમહારાજ ॥ વિમલ૦ ॥ ૪ ॥ ઇતિ.

## ॥ શ્રી અનંતનાથજિન સ્તવનં ॥

॥ રાગ કાફી ॥

॥ અબ તો પાર ભયે હમ સાધુ ॥ એ દેશી ॥

અનંતનાથ મહારાજ તુમેં પ્રભુ, મુઝ મન વસજ્યો મહેર કરી રે ॥ એ આંકણી ॥ મન માહરૂં મેલું છે સાહેબ, રહે નહી શુભ ઠામ ઠરી રે, ॥ તિણ કારણ સાહેબ તુજ આગલ, અરજ કરૂં છું પાય પડી રે ॥ અનંત૦ ॥ ૧ ॥ જેમ મલિન જલ કતક ચૂર્ણના, જોગથકી નિર્મલતા ગ્રહે રે ॥ તિમ તુમ જોગથકી મન માહારૂં, શાંત થઈ સ્વચ્છતાકું લહે રે ॥ અનંત૦ ॥ ૨ ॥ તુમ મુખ ચંદ્ર સમાયોગેં કરી, મન માહારૂં ન આણંદ ઝર્યું રે ॥ તિણ કારણ દિલમાં ઇમ માનું, પથ્થરથી પણ કઠિણ ઠર્યું રે ॥ અનંત૦ ॥૩॥ સમજાવ્યું સમજે નહીં

સાહેબ, શ્વાન, પૂછ જ્યું વક્ર વલે રે ॥ ચં-
ચળતા બહુ એહની દીસે, બાલ પરેં ઠામ
ઠામ ચલે રે ॥ અનંત૦॥ ૪ ॥ તુમેં પ્રભુ મનડું
થિર કરી લીધું, કામણ એહવું શું કરિ દીધું
॥ તિમ માહરૂં કરશો જો સાહેબ, તો મુઝ કા-
રજ સઘળું કીધું ॥ અનંત૦ ॥ ૫ ॥ તુમ ચર-
ણાંબુજ રાજહંસ પરેં, જો મન માહરૂં વાસ
કરે રે ॥ તો મુઝ સંપદ સઘળી સાહેબ, તુમ
પસાયથી આવી મળે રે ॥ અનંત૦॥ ૬ ॥

## ॥ શ્રી ધર્મનાથજિન સ્તવનં ॥

### ॥ રાગ ઠુમરી ॥

॥ મહાવીર ચરણુમેં જાય, મેરો મન લાગિ રહ્યો ॥
॥ એ દેશી ॥

શ્રી ધર્મનાથ તુમ પાય, મેરે મન લાગિ
રહ્યો ॥ શ્રી૦ ॥ એ આંકણી ॥ કર જોડી કહું
છું સુણ સાહેબ, મિથ્યા તિમિર મીટાય ॥ મે૦
॥ શ્રી૦ ॥ ૧ ॥ દોષ સહિત મુખડું મેં કીધું,
પરનિંદા બહુ ગાય ॥ મે૦ ॥ શ્રી૦ ॥ ૨ ॥ પર-
નારી નિરખેસેં નયણાં, નિર્મળ નાંહીં ગિણાય ॥
મે૦ ॥ શ્રી૦ ॥ ૩ ॥ પરપીડા ચિંતિને ચિત્તમાં,
ચિત્ત કર્યું દુઃખ-દાય ॥ મે૦ ॥ શ્રી૦ ॥ ૪ ॥

ધન્ય દૃષ્ટિ જેણે તુમને જોયા, સુંદર તેહ મનાય ॥ મે૦ ॥ શ્રી૦ ॥ ૫ ॥ ધન્ય રસના જેણે સ્તુતિ-રસ લીનો, તેહ પ્રમાણ કરાય ॥ મે૦ ॥ શ્રી૦ ॥ ૬ ॥ ધન્ય હૃદયકજ તેહનું કહીયે, જિનહંસ-લીયો રે બેઠાય ॥ મે૦ ॥ શ્રી૦ ॥ ૭ ॥

## ॥ શ્રી શાંતિનાથજિન સ્તવનં ॥

॥ રાગ જંગલો ॥

॥ મહાવીર તોરે સમવસરણકી રે ॥ એ દેશી ॥

॥ શાંતિજિન મૂર્ત્તિ તોરી લાગે મને પ્યારી રે ॥ હું નીરખું દીલમાં ધારી ॥ શાં૦ ॥ એ આંકણી ॥ કંચન સમ કાયા રે, શાંતિનાથ ક-હાયા રે, પ્રણમું હું તોરે પાયા, તુમ અજબ ધ્યાન લગાયા ॥ શાંતિ૦ ॥ ૧ ॥ શાંત વદન તુમ શોભે રે, ઇંદ્રિ ચંદ્ર મન લોભે રે, તુમ નયન યુ-ગલ ને મોભે, મૃગનાં નેત્રો નહિં થોભે ॥ શાં૦ ॥ ૨ ॥ પદવી બે પામી રે, ચક્રીજિન સ્વામી રે, વંદુ છું હું શિર નામી, નહીં તુમ દર્શનમાં ખામી ॥ શાં૦ ॥ ૩ ॥ તુઝ સમો કોઈ નાણી રે, જગમાં નહીં પ્રાણી રે, તુમ મુક્તાફલસમ વાણી, ચાખી હંસે ગુણ ખાણી ॥ શાં૦ ॥ ૪ ॥

## ॥ શ્રી કુંથુનાથજિન સ્તવનં ॥

॥ રાગ દાદરો ॥

॥ ચાલ ઇંગ્રેજી વાજાની ॥

કુંથુજિનેંદ્ર ચંદ્ર પ્રભુ એસી કયા કરી, હમકું લગાઇ નેહ પ્રીત ઓર શું ધરી ॥ કુંથુ૦ ॥ ૧ ॥ અપના સુણાઇ નામ મેરા ચિત લીયા હરી, અબ કયા ગુનાહ મેરા પ્રીતસેં ગયે ડરી॥ કુંથુ૦ ॥ ૨ ॥ તુમ દર્શકું તરસે છે મેરી આંખડી ખડી, પ્રભુ દીજીયેં દર્શન માફ માગું પગ પડી કું૦ ॥ ૩ ॥ તુમ ધ્યાન વિના જાય મેરી પાપ મેં ઘડી, તુમ મૂર્ત્તિ વિના ધ્યાન મેરા જાય છે ગડી ॥ કું૦ ॥ ૪ ॥ જિસ્સેં તુમેરા નેહ, ઉસ્સેં મેરાબી વલી, પ્રભુ કીજીયેં દયાલ મિલે લક્ષ્મી ભલી ॥ કું૦ ॥ ૫ ॥ ઇતિ૦ ॥

## ॥ શ્રી અરનાથજિન સ્તવનં ॥

॥ શ્રી શ્રીશાંતિનાથ, જોડું હું બે હાથ, નમી કરૂં પ્રણામ, નિત ઉઠીને પ્રભાત ॥ એ દેશી ॥

અરનાથ જિનરાજ, પકડ કુમતિ હાથ, તું હોય જાસનાથ, નહિ તો ઝૂરેગા દિન રાત ॥ એ ચાલ ॥ સાચી મૂર્તિ સાહેબકી છે, એસી નહિ કોઇ હોય ॥ જૈનધર્મના પંડિતોયેં, પરખી લીધી સોય ॥ અરના૦ ॥ ૧ ॥ દ્રૌપદીયેં

પ્રતિમા પૂજિ હે, જ્ઞાતાસૂત્રેં જોય ॥ કામદે-
વશ્રી પ્રતિમા આગળ, નમુથ્થુણં નહિ હોય ॥
અરના૦ ॥ ૨ ॥ જંઘાચારણ વિદ્યાચારણ, પ્ર-
તિમાવંદન કાજ ॥ નંદીશ્વરદ્વીપે જા પહોચે,
ભગવતી દેખો આજ ॥ અરના૦ ॥ ૩ ॥ જો તે
મુનિયો વિદ્યાસેં વલી, સેલ કરનકું જાય ॥ તો
વહાંકે પરવતકો વંદી, કૈસે નહીં મકલાય ॥
અરના૦ ॥ ૪ ॥ સૂર્યાભેં પ્રતિમા પૂજી હે, રાય-
પસેણી પાઠ ॥ વોહ પણ કુમતીકર્ણવિવરમેં,
તપ્ત ત્રપુ જ્યું ઠાઠ ॥ અરના૦ ॥ ૫ ॥ ચૈત્યશ-
બ્દકા જ્ઞાન અર્થ તું, કરે ધરી મન હામ ॥ પણ
પંડિત હંસોકી સમાજે, કાગ પરેં તુઝધામ ॥
અરના૦ ॥ ૬ ॥ ઇતિ૦ ॥

## ॥ શ્રીમલ્લિનાથજિન સ્તવનં ॥

॥ રાગ પરજ ॥

॥ નિશદિન જોઉં તારી વાટડી, ઘેર આવોને ઢોલા ॥

॥ એ દેશી ॥

મલ્લીજિનેશ્વર સાહેબા, વસીયા મન મેરા
॥ હૃદયકમળ થાપન કરી, ધરૂં ધ્યાન મેં તેરા
॥ મલ્લી૦ ॥ ૧ ॥ માહાદેવ તુઝ માનકેં, અન્ય
દેવકું છોડા ॥ જિસ તુલ્ય જગમાં કો નહીં,
ઉનકા કુણ જોડા ॥ મલ્લી૦ ॥ ૨ ॥ અનુચિત

કથન કરણસેં, બ્રહ્મા શિર તોડા ॥ જાગૃતરાય મદનસેં, રવિ બન ગયા ઘોડા ॥ મલ્લી૦ ॥ ૩ ॥ વચન ભ્રષ્ટતા હોણસેં, હરિ રોગ હે ડોલા ॥ લુપ્તશિશ્ન કુકર્મ સેં, બન ગયા હર ભોલા ॥ મલ્લી૦ ॥ ૪ ॥ તિણ કારણ નહીં દેવ એ, ઇમ બહુ જન બોલા ॥ મોહરાય પ્રતિ મલ્લ હે, મલ્લિનાથ એકીલા ॥ મ૦ ॥ ૫ ॥ પ્રભુ દર્શનસેં પામવા, અનુભવ રસ ચોલા ॥ તુમ પદ પદ્મસરોવરે, કરે હંસ કલ્લોલા ॥ મ૦ ॥ ૬ ॥ ઇતિ૦ ॥

## ॥ શ્રી મુનિસુવ્રતજિન સ્તવનં ॥

॥ રાગ પીલુ ॥

॥ તીર્થ ઉજારો અબ, કરીયેં ભવિક વૃંદ, દાખ્યો રે જિનંદપદ, આનંદ ભરેં રે ॥

॥ એ દેશી ॥

॥ મુનિ સુવ્રતજિન, નમીનેં ચેતન રાય જાચો રે સુગતિ ગાય, ગુણ ગણ વૃંદ રે ॥ મુનિ૦ ॥ એ આંકણી ॥ સ્વામી જિનાધીશ જોય, ભવભય દુઃખ ખોય, જયજયકાર હોય, કટે કર્મ કંદરે ॥ મુ૦ ॥ ૧ ॥ સેવના પ્રભુની કરી, પાપપંક પરિહરી, શુભ પંથ પગ ધરી, હરો સર્વ ફંદ રે ॥ મુ૦ ॥ ૨ ॥ મનમાં મગન થાઇ, સેવો જિન તુમેં ભાઇ, કરો ન ઠગાઇ

કાંઇ, વરોનેં આનંદ રે ॥ મુ૦ ॥ ૩ ॥ દેવની કરીને સેવ, દૂરે કરી ખોટી ટેવ, ધ્યાન ધરો નિત્યમેવ, પદ્માનો નંદ રે ॥ મુ૦ ॥ ૪ ॥ પ્રાવૃટ કાલને લહી, હંસ જાય સર બહી, તિમ તજી જાવો મહી, જિહાં પ્રભુ ચંદ રે ॥ મુ૦ ॥ ૫ ॥

## ॥ શ્રી નમિજિન સ્તવનં ॥

॥ રાગ માઢ ॥

॥ થારી ગઇ રે અનાદિની નિંદ જરા, ટુંક જોવો તો સહી ॥ એ દેશી ॥

॥ પ્રભુ વપ્રાનંદન ચંદ નમી, જિન જોવો તો સહી ॥ જોવો તો સહી, મ્હારા સાહિબ જોવો તો સહી ॥ પ્રભુ૦ ॥ એ આંકણી ॥ જ્ઞાનવંત ભગવંત, ધ્યાનમાં લેવો તો સહી ॥ મારા સાહિબ લેવો તો સહી ॥ તુમ વિણ કુણ છે આધાર, મને ટુંક કહેવો તો સહી ॥ મે૦ ॥ પ્ર૦ ॥ ૧ ॥ સકલકલાકલાપ તુમેં, પ્રભુ દેવો તો સહી ॥ મે૦ ॥ પ્રભુ જ્ઞાત તત્વ ત્રણ તત્વ રૂપ, દ્યો મેવો તો સહી ॥ મે૦ ॥ પ્ર૦ ॥ ૨ ॥ ભાગ્યહીન નહી દેવનેં, પામે તેવો તો સહી ॥ મે૦ ॥ શ્રી નમીનાથ મહારાજ, તમારા જેવો તો સહી ॥ મે૦ ॥ પ્ર૦ ॥ ૩ ॥ તિણ કારણ મુઝ ભાગ્ય હીનતા, ધોવો તો સહી ॥ મે૦ ॥ કરી નિરમલ

નિરૂપમ અદ્‌ભુત, સુંદર છોવો તો સહી ॥ મે૦ ॥ પ્ર૦ ॥ ૪ ॥ નીલ કમલ ઉરૂમાં થાપી, પત ખોવો તો સહી ॥ મે૦ ॥ એ હંસ તણું છે ઠામ તુમેં, કેમ ઢોવો તો સહી ॥ મે૦ ॥ પ્ર૦ ॥ ૫ ॥ હંસ બેઠાવી ત્યાંય તુમેં, યશ બોવો તો સહી ॥ મે૦ ॥ પ્રભુ હિતકારી મહારાજ, જગતના હોવો તો સહી ॥ મે૦ ॥ પ્ર૦ ॥ ૬ ॥

## ॥ શ્રી નેમિનાથજિન સ્તવનં ॥

॥ રાગ ભૈરવી ॥

॥ લાગી લગન કહો કેસેં છૂટે, પ્રાણ જીવન પ્રભુ પ્યારેસેં ॥ લા૦ ॥ એ દેશી ॥

॥ નેમી જિણંદ જુહાર રે પ્રાણી, નેમી જિણંદ જુહાર રે ॥ એ આંકણી ॥ શિવા દેવી જઠરે જન્મ લીયો હે, તીન જ્ઞાન દિલ ધાર રે ॥ તી૦ ॥ ને૦ ॥ ૧ ॥ ગદાકૌ મોદિકી વાલકું કીની, જેસી વૃક્ષકી ડાલ રે ॥ જે૦ ॥ ને૦ ॥ ૨ ॥ અદ્‌ભુત બલ દેખી ચિત ચમકયો, હરિ ભયો હરિ વત કાલ રે ॥ હ૦ ॥ ને૦ ॥ ૩ ॥ રાજુલ રૂડી છોડ ચલે પ્રભુ, જાઇ ચઢે ગિરનાર રે ॥ જા૦ ॥ ને૦ ॥ ૪ ॥ અદ્‌ભુત ધ્યાન ધરિ તિહાંકીનો, શિવ લક્ષ્મી સ્વિકાર રે ॥ શિ૦ ॥ ને૦ ॥ ૫ ॥ ઇતિ ॥

# ॥ શ્રી પાર્શ્વજિન સ્તવનં ॥

## ॥ રાગ ખમાચ ॥

॥ શાંતવદનકજ દેખનેન મધુકર મન લીનોરે ॥ એ દેશી ॥

॥ પાર્શ્વનાથ મહારાજ આજ દુર્ગતિ દુઃખ વારો રે ॥ ભલા દુર્ગતિ દુઃખ વારો રે ॥ પાર્શ્વં૦ ॥ એ આંકણી ॥ તેં પ્રભુ રાગ ઉરગ માહાક્રૂર, વક્ર દારૂણ કર્યો ચકચૂર, વિનતાનંદન જેમ શૂર, ભલા૦ નિર્ભય સુખ ધાર્યો રે ॥ ભલા૦ ॥ પાર્શ્વં૦ ॥ ૧ ॥ અત્યંત દ્વેષી રોષી દ્વેષ, ભિષણને પ્રભુ તુમેં વિશેષ, મહા ભટની પરેં જિનેશ, ભલા૦ જીત્યો જયકારો રે ॥ ભલા૦ ॥ પાર્શ્વં૦ ॥ ૨ ॥ છલ ગવેશી મહા વિકરાલ, મોહ પિશાચ જગતનો કાલ, તેંનો નિગ્રહ કીધો લાલ, ભલા૦ જેમ માંત્રિક સારો રે ॥ ભલા૦ ॥ પાર્શ્વં૦ ॥ ૩ ॥ અશ્વસેન કુલકમલ ઉલ્લાસ, કરવામાં પ્રભુ રવિ પ્રકાશ, વામા ઉદરદરીમાં ખાસ ભલા૦ કેશરી અવતારો રે ॥ ભલા૦ ॥ પાર્શ્વં૦ ॥ ૪ ॥ ઇક્ષ્વાકુ કુલભૂષણ ગુણવાન્, ગતદૂષણ દૂરીકૃતમાન, ઉભય પક્ષ જસ હંસ સમાન, ભવકૂપ નીવારો રે ॥ ભલા૦ ॥ પાર્શ્વં૦ ॥ ૫ ॥ ઇતિ ॥

# ॥ શ્રી મહાવીરજિન સ્તવનં ॥

॥ સિદ્ધાચલગિરિ ભેટયા રે, ધન્ય ભાગ્ય હમારાં ॥ એ દેશી ॥

॥ મહાવીરજિન જગ પ્યારા રે, મનમોહનગારા ॥ ત્રિશલાનંદન પ્યારા રે, મનમોહનગારા ॥ એ આંકણી ॥ પ્રાણુત દેવ લોકથી ચવીયા, જગજનના આધારા ॥ ત્રિશલા ઉદરસરોજ હંસ જ્યું, સ્વામી લહ્યો અવતારા રે ॥ મન૦ ॥ ૧ ॥ માતા ચૌદ સુપન તવ દેખે, અનુક્રમેં મંગલકારા ॥ ગજવર વૃષભ સિંહ ને દેવી, દામ શશી રવિ સારા રે ॥ મન૦ ॥ ૨ ॥ ધ્વજ કુંભ પદ્મસરોવર સાગર, દેવવિમાન ઉદારા ॥ રત્નસમૂહ વન્હિની જવાલા, રાણી કહે સુણ વહાલા રે ॥ મન૦ ॥ ૩ ॥ શું ફલ હોશે કહો મુઝ સ્વામી, તવ કહે રાય વિચારા ॥ રાજ્યપતિ રાજા તવ નંદન, થાસે જિન મનોહારા રે ॥ મન૦ ॥ ૪ ॥ ચૈતર શુદી તેરશને દિવસેં, જન્મ થયો સુખકારા ॥ નારકને પણ આનંદ તે દિન, હંસાદિક જયકારા રે ॥ મન૦ ॥ ૫ ॥ ઇતિ૦ ॥

॥ ઇતિ ચોવીશી સમાપ્ત ॥



## ॥ શ્રી સિદ્ધાચલ સ્તવનં ॥

તિરથની આશાતના નવિ કરીએ ॥ એ દેશી ॥

॥ વિમલાચલ નગનાથને, ચિત્ત ધરીયેં ॥ હાંરે ચિત્ત ધરિયેં રે, ચિત્ત ધરિયેં ॥ હાંરે ચિત્ત ધરિયેં તો શિવવધૂ વરિયેં, હાંરે તરીયેં ભવ પાથ ॥ વિમલા૦ ॥ એ આંકણી ॥ ચૌદ મહાનદી શોભતી તિણ ઠામ, હાંરે તેમાં શત્રુંજી અતિ અભિરામ, હાંરે હારી ગંગા ફરે અન્ય ઠામ, હાંરે એતો પુણ્યની રેખ ॥ વિમલા૦ ॥ ૧ ॥ તટિની પતિના તટ પ્રતેં કરે લીલા, હાંરે તાલધ્વજ ઉત્સંગમાં ક્રીડા, હાંરે કરતી કાટે કર્મપીડા, હાંરે નદી સર્વમાં સાર ॥ વિમલા૦ ॥ ૨ ॥ ક્રોડ સહસ ભવનાં કર્યાં ભવિ પ્રાણી, હાંરે નિજ પાતકની કરે હાણી, હાંરે એહેવી જિન ગણધરની વાણી, હાંરે ધરી પગલું એક ॥ વિમલા૦ ॥ ૩ ॥ રહિત હોવે કર્મરજથકી પંથ રજથી, હાંરે ભવ ભ્રમણ મિટે ત્યાં ભ્રમણથી, હાંરે થિર સંપદા હોય દ્રવ્યવ્યયથી, હાંરે પૂજે હોય પૂજ્ય ॥ વિમલા૦ ॥ ૪ ॥ કંડુરાય મહા પાપીયો ઇહાં આવી, હાંરે શીલસન્નાહેં કાય દીપાવી, હાંરે વ્રત શસ્ત્રથી મોહ હરાવી, હાંરે વરી શિવવધૂ સાર ॥ વિ૦ ॥ ૫ ॥ દુષ્ટઅ-

દની રાજાદની તલેં ભાલો, હાંરે આદિનાથ ચરણને જુહારો, હાંરે મોહરાય સુભટને નિવારો, હાંરે ટાલો ભવપીડ ॥ વિમલા૦ ॥ ૬ ॥ ગિરિભૂપતિ શિર સેહરો જિનભાસે, હાંરે આદિનાથ જગતને પ્રકાશે, હાંરે જરા જન્મ મરણને નિકાસે, હાંરે એતો જગતના તાત ॥ વિમલા૦ ॥ ૭ ॥ અણહિલ્લપુર પાટણથકી સંઘ લાવે, હાંરે ઝવેરચંદ ગુમાનચંદ ભાવે, હાંરે [1]સંવતવેદ અબ્ધિ સુહાવે, હાંરે નંદ ઈંદુ મિલાય ॥ વિમલા૦ ॥ ૮ ॥ કૃષ્ણપક્ષ પોષમાસની તિથિ સારી, હાંરે દશમી લાગે મુને પ્યારી, હાંરે માનું લક્ષ્મી વિજય કરનારી, હાંરે ભેટયા આદિજિણંદ ॥ વિમ૦ ॥ ૯ ॥ ઈતિ ॥

## ॥ શ્રી સિદ્ધાચલમંડન આદિજિન વિનતિ ॥

॥ શી ગતિ થાસે હમારી, હે દિનાનાથ શી ગતિ૦ ॥
॥ એ દેશી ॥

સાર કરોને હમારી, હે આદિનાથ સાર કરોને હમારી ॥ એ અંચલી ॥ જયવંતા વર્ત્તો જગમાંહી પ્યારા । જગદીશ્વર જયકારી ॥ હે

---

૧. સંવત ૧૯૪૪.

આદિ૦ ॥ ૧ ॥ જગબાંધવ જગનેત્ર તુમે છો પ્યારા । જગજીવને ઉપગારી ॥ હે આ૦ ॥ ૨ ॥ લોકાલોક વિલોકન હારા પ્યારા । કેવલાલો-કના ધારી ॥ હે આદિ૦ ॥ ૩ ॥ રવિસમ ભુવન કમલ વિકસે છે પ્યારા । દેખી છબિને તુમારી ॥ હે આ૦ ॥ ૪ ॥ મોહ વિનાશક નિતિ પ્રકા-શક પ્યારા । નમું છું વાર હજારી ॥ હે આ૦ ॥ ૫ ॥ કલ્યાણકારી તું કલેશ નિવારી પ્યારા । ભવસંતાપનો હારી ॥ હે આ૦ ॥ ૬ ॥ રાગ રોષ મોહ હણ્યા તુમેં તે પ્યારા । મુજને હણે અતિ ખારી ॥ હે આ૦ ॥ ૭ ॥ તે કારણ શરણે આવ્યો છું પ્યારા । સેવક લેજ્યો ઉગારી ॥ હે આ૦ ॥૮॥ ચાર કષાય [1]અરાતિ હણ્યા તેં પ્યારા । તેહ પડયા મુજ લ્હારી ॥ હે આ૦ ॥ ૯ ॥ અતિ બલવંત મહંત તુમે છો પ્યારા । વેગે દિયો તે નિવારી ॥ હે આ૦ ॥ ૧૦ ॥ હું આઠ કર્મ બંધન બંધાયો પ્યારા । તેં તો લિલાયે દિયાં ટારી ॥ હે આ૦ ॥ ૧૧ ॥ બંધ વિમોચક નામ ધરાવો પ્યારા । મુજ બંધન દિયો ગાલી ॥ હે આ૦ ॥ ૧૨ ॥ ભવઅર્ણવ લીલાએ તર્યા છો પ્યારા । ડુબું હું કર્મથી ભારી ॥ હે આ૦ ॥

---

૧ શત્રુ.

૧૩ ॥ ધર્મપોતપસાય કરીને પ્યારા । ડુબતાને લિયો તારી ॥ હે આ૦ ॥ ૧૪ ॥ નિદ્રાલુ બોધક બોધ પમાડો પ્યારા । મિથ્યાત્વ ઉંઘ ઉડાડી ॥ હે આ૦ ॥ ૧૫ ॥ શું બહુું કહું પાલો પાલો મને હો પ્યારા । અંતર શત્રુ હઠાડી ॥ હે આ૦ ॥ ૧૬ ॥ તું સ્વામી તું ગુરૂ તુંહિ મિત્ર પ્યારા । જન્મ જરા ઘો મટાડી ॥ હે આ૦ ॥ ૧૭ ॥ જગજંતુ સંતાન પાલક પ્યારા । ભક્તિ તમારી મુક્તિ બારી ॥ હે આ૦ ॥ ૧૮ ॥ તેમ પસાય કરો પરમેશ્વર પ્યારા । આણા પાલું તુજ સારી ॥ હે આ૦ ॥ ૧૯ ॥ સિદ્ધાચલપર સમવસર્યા છો પ્યારા । પૂર્વ નવાણું વારી ॥ હે આ૦ ॥ ૨૦ ॥ દર્શન વાર નવાણું કરીને પ્યારા । હંસે અરજ કરી પ્યારી ॥ હે આ૦ ॥૨૧॥ઇતિ૦॥

## ॥ શ્રીપુંડરિકગિરિમંડન પુંડરીક ॥
## ॥ સ્વામી સ્તવનં ॥

॥ ઓ સાહેબ બાહુ જિનેશ્વર વિનવું ॥ એ દેશી ॥

॥ હે પુંડરીક મુજપરે સિદ્ધગિરિ સેવજ્યો । એમ કહે આદિનાથ હો । હે પુંડરીક મુક્તિની બંધન એહ છે । ભવજલ તરવા હાથ હો ॥ હે પું૦ ॥ ૧ ॥ હે૦ તિર્થ એ તાહરા નામથી ।

જગમાં જાહેર ઘણું થાશે હો । હે૦ જેમ જગ રચના મુજ થકી । લોકમાંહે કહેવાશે હો ॥ હે પું૦ ॥ ૨ ॥ હે૦ પાંચ ઇંદ્રિયમન વશ કરી । રોકી આશ્રવ પરિણામ હો । હે૦ આત્મસ્વરૂપે રમણ કરો । જેમ લહો અવિચલ ઠામ હો ॥ હે પું૦ ॥ ૩ ॥ હે૦ ઘાતી કર્મ બાલી કરી । લહી કેવલ અભિરામ હો । હે૦ ગિરિમહિમાથી તુમે થશો । મુક્તિપતિ સુખ ધામ હો ॥ હે પું૦ ॥ ૪ ॥ હે૦ હંસ કહે જિન શિખડી । શિર ધરી કર્યો ભવ અંત હો ॥ હે૦ તેમ તુજ આણા મુજ હોજ્યો । જેહથી થાઉં ભલો સંત હો ॥ હે પું૦ ॥ ૫ ॥

## ॥ શ્રી પુંડરીકગિરિ સ્તવનં ॥

॥ મહાવીર તોરા સમવસરણકી રે ॥ એ દેશી ॥

આવ્યો ગિરિ શરણે તહારી, ભવ ભટકી રે હવે લેજો સાર મ્હારી, હું અરજ કરૂં વારંવારી, નાઠાની નથી કોઈ બા'રી ॥ આ૦ ॥ એ આંકણી ॥ પુંડરીક ગુરૂ તારીરે, પુંડરીક નામ ધારી રે, ચૈત્રીરાકા તિથી સારી, પાંચ ક્રોડ ભલા અણગારી, તેં લીધા ઇહાં ઉગારી ॥ આવ્યો. ॥ ૧ ॥ ધર્મરાજાદિક આવે રે, પાંડવ ભલે ભાવે રે, મુનિ વિશક્રોડને લાવે, તે પણ ઇહાં મુક્તિ

પાવે, આસો સુદિ પુનમ સુહાવે ॥ આ૦યો. ॥ ૨॥ પુંડરીકગિરિ રાયા રે, આદિનાથ કહાયારે, તે પૂર્વનવાણું સધાયા, ગુરૂ લક્ષ્મી વિજય સુપસાયા, હંસે ગિરિવર ગુણ ગયા ॥ આ૦યો. ॥ ૩ ॥ ઇતિ૦ ॥

## ॥ શ્રી સિદ્ધાચલ તીર્થ સ્તવનં ॥

॥ પંચમી તપ તુમે કરો રે પ્રાણી ॥
॥ એ દેશી ॥

॥ સિદ્ધાચલ સ્મરણ કરી હંસા, પામો પરમાનંદરે । સર્વ તીર્થમાં ઉત્તમ એ ગિરિ । જેમ તારામાં ચંદરે ॥ સિ૦ ॥ ૧ ॥ રાયણ હેઠલ ઋષભજિનેશ્વર, પૂર્વનવાણું વારરે । સમવસર્યા તિહાં પગલાં પ્રભુનાં, વંદિ લહો ભવ પારરે ॥ સિ૦ ॥ ૨ ॥ તે કાલે પચાસ યોજનનો, મૂલે ગિરિ વિસ્તારરે । ઉપર દશ યોજન તેમ જાણો, ઉંચો આઠ વિચારરે ॥ સિ૦ ॥ ૩ ॥ દ્રવ્યભાવ શત્રુંજયકારક, શત્રુંજય શુભસ્થાનરે । આવ્યા સુર સમુદાય વિટાણા, સ્વામી શ્રીવર્ધમાનરે ॥ સિ૦ ॥ ૪॥ ઇંદ્ર તણાં આસન તવ કંપ્યાં, સુચવતાં હોય જેમરે । ચોસઠ ઇંદ્ર ઘણા દેવોથી, સમવસરણ કરે તેમરે ॥ સિ૦ ॥ ૫ ॥ સુરપતિ બહુ દેવે પરવરીયા, જિનવંદનને કાજરે । ગગ-

નમંડલ દીપાવતા કહે છે, સેવકને સુણો આ-
જરે ॥ સિં૦ ॥ ૬ ॥ શિવવહૂ વરવા વેદિકા
સમગિરિ, એમ કહે અરિહંતરે । ભવસાગરમાં
ડુબતાને એ,[1] અંતરિપસમો સંતરે ॥ સિં૦ ॥
૭ ॥ દેવ મનુષ્યાદિક ભવમાંહે, જેહ ને એ
ગિરિ રાયરે। દેખ્યો નહિ નજરે તે પ્રાણી, જાણો
તુમે પશુ પ્રાયરે ॥ સિં૦ ॥ ૮ ॥ સિંહ સર્પ ને
મોર વિગેરે, પાપી પ્રાણી જેહરે । વિમલાચ-
લપર નાથ નિહાલી, સ્વર્ગ ગતિ લહ્યા તેહરે ॥
સિં૦ ॥ ૯ ॥ શ્રીસીમંધર સ્વામી મુખથી, મેં
સાંભલિયું એમરે। શત્રુંજય સેવી લિયે પાપી,
કંડુ રાય પરે ક્ષેમરે ॥ સિં૦ ॥ ૧૦ ॥ સર્વ સુરે-
શ્વર વીર નમીને, મુનિ વંદે મહાભાગરે ।
લબ્ધિવંત મહંત કેઇ છે, ધ્યાનારૂઢ નિરાગરે ॥
સિં૦ ॥ ૧૧ ॥ જપમાલા મણિગણ કોઇ ગણતા,
તપ તપતા અણગારરે । મૂર્ત્તિવંત શમરસ સમ
દેખ્યા, માનુ ધર્મ દેહ ધાર રે ॥ સિં૦ ॥ ૧૨ ॥
એહવા મુનિવર વંદિ બેઠા, સુરવર કરી ગુણ-
ગાનરે । વિર વિભુ દેશના રસ પીવા, જિમ
ચાતક[2] પયપાનરે ॥ સિં૦ ॥ ૧૩ ॥ અનંતા
તીર્થંકર સિધ્યા, સાધુ સિધ્યા અનંતરે । ભાવિ

---

૧ બેટ. ૨ જલ.

અનંતા મોક્ષ સધાસેં, એમ ભાષે ભગવંતરે ॥ સિ૦ ॥ ૧૪ ॥ સોરઠ દેશ મુગટ સમ સુંદર, શત્રુંજય નગનાથરે । કેવલી કહી ન શકે જસ મહિમા, વંદો જોડી બે હાથરે ॥ સિ૦ ॥ ૧૫ ॥ અન્ય જગાએ પાપ કરેલાં, તિર્થ ઉપર ક્ષય થાયરે । પણ તિર્થે જઇ પાપ કરે તે, વજ્રલેપ થઇજાયરે ॥સિ૦॥૧૬॥ ચારિત્રયુત જિન ધ્યાન ઇહાં પર, ચંદ્રે ચંદન તુલ્યરે । મૂદ્રામાં જેમ મણિ સુહાવે, પર્વણિ દાન અમૂલ્યરે ॥ સિ૦ ॥ ૧૭ ॥ મુક્તિવધૂ મુખ દેખન કારણ, દર્પણ સમ આકારરે । સૂર્યાવર્ત કુંડ ઇહાં શોભે, કોઢ અઢાર સંહારરે ॥ સિ૦ ॥ ૧૮ ॥ તસ જલથી મહિપાલ કુંવરનો, રોગ ગયો તત્કાલરે । ગિરિ સેવાથી બહુ સુખ પામ્યો, પાપ ગયાં પાતાલરે ॥ સિ૦ ॥ ૧૯ ॥ સંઘ ચતુર્વિધ સાથ લઇને, યાત્રા કરે નિજ હેતરે। તીર્થંકર પદ પામે પ્રાણી । જો કરે ભાવ સમેતરે ॥ સિ૦ ॥ ૨૦ ॥ પાલણપુરવાસી અમૂલખભાઇ, તરવાને ભવ પાથરે । સંઘ કાઢી ઇહાં યાત્રાયે આવ્યા, નિજ ભાઇયો સંઘાથરે ॥ સિ૦ ॥ ૨૧ ॥ સંવત ઓગણીસબાવન ( ૧૯૫૨ ) કેરા, શુકલપક્ષ માઘ માસરે । બીજ દિને ઇહાં યાત્રા કરીને, પાપ

કર્યો કેઇ નાશરે ॥ સિ૦ ॥ ૨૨ ॥ વિજયાનંદ સૂરીશ્વર કેરા, શિષ્યોમાં શણગારરે । લક્ષ્મીવિજય પંડિત થયા તસ, હંસ કહે અણગારરે ॥ સિ૦ ॥ ૨૩ ॥

## ॥ તાલધ્વજગિરિમંડન શ્રી સુમતિનાથસ્વામી સ્તવનં ॥

॥ સુમતિ જિન સ્વામી અબતો ઉદ્ધારે મોય ચાહિયે ॥ એ અંચલી ॥ નગર તલાજા નિકટે નિરખ્યો, તાલધ્વજગિરિ નામ । સિદ્ધાચલકી ટુંક કહાવે, શોભતહે અભિરામરે ॥ સુ૦ ॥ ૧ ॥ તિસિ શિખરીકે શિખરે સુંદર, મંદિરહે જગસાર । આપ બિરાજો સ્વામી તુમે વહાં, શોભા અપરંપારરે ॥ સુ૦ ॥ ૨ ॥ સાગર સરિત્ શત્રુંજયી સાથે, તાલધ્વજી ઇહાં આવે । દિલ માનુ ઇહાં નિર્મલ હોને, કોણ પાસ તુજ નાવે રે ॥ સુ૦ ॥ ૩ ॥ જગજન ત્રાતા સુમતિ દાતા, પંચમ સુમતિનાથ । સાગર કાંઠે ડુબતાં દેખે, તારો પકડકે હાથરે ॥ સુ૦ ॥ ૪ ॥ દિનદયાલ દયા કર મોંપે, કૃપાપાત્ર નહિ ઓર । મુજકું તારેસેં તુમ હોગા, યશો હંસ અતિ ગૌરરે ॥ ઇતિ૦ ॥ સુ૦ ॥ ૫ ॥ ઇતિ૦ ॥

# ॥ ગિરનારગિરિમંડન શ્રીનેમિનાથ સ્વામી વિનતિ ॥

॥ મહાવીર તોરા સમવસરણકી રે ॥ એ દેશી ॥

॥ નેમિજિન તોરા સમવસરણકીરે । મેં વર્ણવું કયા છબિ ન્યારી, ગઇ ચક્રી શક્ર શ્રી હારી । એમ ચિંતવતો મુરારિ ॥ નેમિ૦ ॥ ૧ ॥ એ અંચલી ॥ સમવસરણમેં આવેરે । નેમિ ચરણ ચિત લાવેરે । અંતરંગ રંગ ધરી ભાવે । રોમ કંચુક તેહ દિખાવે । સુંદર જિન સ્તવન બનાવે ॥ નેમિ૦ ॥ ૨ ॥ સિદ્ધાંજનસમ સ્વામી રે, દેહકાંતિ તુમ પામી રે । ભવિ નેત્ર હોય વિશ્રામી । કલ્યાણ નિધાનકે કામી । નહિ દેખનમેં તસ ખામી ॥ નેમિ૦ ॥ ૩ ॥ જેમ તેમ કરી પાલોરે । પાપપંક દૂરટાલોરે । નિજ પદવી મુજકો આલો । જેમ થાવું સકલ ગુણવાલો । લક્ષ્મી સેં ન રહું ઠાલો ॥ નેમિ૦ ॥ ૪ ॥ જગમાં જો જો ગમીયેરે । અનંત જીવ ઉદ્ધમીયેરે । વોહ પુદ્‌ગલ જાવે જમીયે । ટાલોનવિજાવે ખમીયે । હમ ઇણવિધ પ્રભુ બહુ ભમીયે ॥ નેમિ૦ ॥ ૫ ॥ લાખચોરાશી યોનિરે । મુષામેં જૈસે સોનીરે । મોહવાદિગર એક મૌની । દુઃખતાપ દિયે પ્રભુ

જોની । મેરા એ સંકટ ખોની ॥ નેમિ૦ ॥ ૬ ॥ કર્મ અનલ મેં ખમીયારે । લોહ ગોલો જેસેં ધમીયારે । તિસ્સેં અતિશય કમકમીયો । તુમ વાણી રસ ઉપશમીયો । અબ હુકમ આપકો ગમીયો ॥ નેમિ૦ ॥ ૭ ॥ યૌવન વય ગ્રામેરે । દિયે દુઃખ કામેરે । પાદ્રિસમ તેહ હરામે । સુણ સેવક તુજ શિરનામે । અબ ક્રીસ વિધ એહ વિરામે ॥ નેમિ૦ ॥ ૮ ॥ ભવસમુદ્રકે માંહિરે । ચરણસેંતિ અવગાહીરે । તેં અજબ પંથ દિયા ઠાહી । ભવિ મોક્ષ નગર હે જ્યાંહિ । પહોચે સુખસેં ઉચ્છાહી ॥ નેમિ૦ ॥ ૯ ॥ તિનભુવન ઠકુરાઇરે । રાજ્યઋદ્ધિ તુમ પાઇરે । કારાગાર-જ્યું દુઃખદાઇ । સંસાર સેંતિ હે—ભાઇ । દયો બંદિવાન્ છોડાઇ ॥ નેમિ૦ ॥ ૧૦ ॥ હે ત્રિભુ-વન રાયારે । જિહાં તુમેં ઠાયારે । કોઇ કિસિકું હણને નપાયા । મેં વિષયમાર તિહાં ખાયા । તુમને કયું નહિ છોડાયા ॥ નેમિ૦ ॥ ૧૧ ॥ વિષ-માયુધ જલ તંતુરે । ભવસમુદ્રસેં ગંતુંરે । નહિ દેવે મન ગજરં તું । ઉપદેશ તુમારો સંતુ । જલકાંત સમો પ્રભુ નંતું ॥ નેમિ૦ ॥ ૧૨ ॥ ગયે તુમ દોષ અખિલારે । પણ મુઢ કહે જો મીલારે । વોહ કપૂરકું કહે નીલા । તસ કર્મ

કાષ્ટમેં કીલા । હોવે કીસવિધ પ્રભુ ઢીલા ॥ ॥ નેમિ૦ ॥ ૧૩ ॥ સ્મર કુંજર જલ જાતિરે । દુર્ધર મહાડ[1]રાતિરે । એ બોધકમલ ઉત્ખાતી । મમ માનસ સર વિખ્યાતી । પુણ્ય હંસ રહિત કરે ઘાતિ ॥ નેમિ૦ ॥ ૧૪ ॥ ક્રોધાદિક બહુ ચોરેરે । કલ્યાણ ધન હરિજોરેરે । નર જન્મ પોતસેં ઘોરે । ભવ દરિયે હરામખોરે । ડાલા શરણા નહિકોરે ॥ નેમિ૦ ॥ ૧૫ ॥ મોહ મતંગજ મારેરે । રાગ રોષદોય ધારેરે । તે દંતુ- શલસેં તાડે । તું સિંહાસન પ્રભુ ધારે । નિજ સેવક કયું ન ઉગારે ॥ નેમિ૦ ॥ ૧૬ ॥ ગોપદ પરે તેં તરિયોરે । સંસાર રૂપ દુઃખ દરિયોરે । તસ મધ્યે હું રડવડિયો । તેં બાંધવ નાહિ ઉદ્ધ- રિયો । તો બાંધવતા કયું વરિયો ॥ નેમિ૦ ॥ ૧૭ ॥ એક કુલે હું જાયો રે । ફોગટ જન્મ ગમાયોરે । હું ચંપકદલ કહેવાયો । તું પછેં ફૂલસમ આયો । પણ ત્રિભુવન શિર ધરાયો ॥ નેમિ૦ ॥ ૧૮ ॥ વિનતી સુણ કે તારા રે । જિન પદવી દાન સ્વી- કારારે । નિજ બાંધવકો ઉગારા । હંસાકું કેમ વિસારા । મેં શરણ તુમારા ધારા ॥ નેમિ૦ ॥ ૧૯ ॥ કૃષ્નપરે એ કીધિરે । વિનય વિનતિ

---

૧ શત્રુ.

સિધિરે । દશવૈકાલિકસેં લીધ । તસ ટીકામાંહિ પ્રસિદ્ધિ । મેં ભી યહ પાયા રૂદ્ધિ ॥ નેમિ ॥ ૨૦ ॥ વિજયાનંદ સૂરિરાયારે । તસ શિષ્યોમાંહિ સવાચારે । શ્રીલક્ષ્મીવિજય ગુરૂ પાયા । તસ હંસે સ્તવન બનાયા । શ્રીજેસલમેર ગવાયા ॥ નેમિ૦ ॥ ૨૧ ॥

## ॥ શ્રી સમવસરણ સ્તવનં ॥

॥ નેમિકી જાન બની ભારી ॥ યહ ચાલ ॥

પ્રભુ તુમ સમવસરણ ભારી । દેખનકો આવે ખલક સારી ॥ એ આંકણી ॥ ધજા તો ફરક ફરક થાતી । કુમતિકી છાતી ગભરાતી । વાવડી પ્રતિ દ્વાર ભાતિ । કનક કમલોંસેં ઉલ્લસાતી ॥

શ્રેણિ શોભે સોપાનકી, લાગીલારોલાર,
નિશ્રેણી શિવપુરતણી, મેં માનું દિલમોઝાર.
હર્ષ ધરકે અપરંપારી ॥ પ્રભુ૦ ॥ ૧ ॥

તિન ધઢકેરી ઉંચાઇ । પાંચસો ધનુષ તણી પાઇ । ધનુષ તેત્રીસ તસ પહોળાઈ । હાથ એક આઠ અંગુલ આઇ ॥

ધનુષ પનસો અંતરા, ધઢકા કહા પ્રમાણ,
બાર દરવાજા રત્નકાવલી, લિયા કમાડ પિછાન.
માનુ યહ સંપદકી બારી ॥ પ્રભુ૦ ॥ ૨ ॥

ઇંદ્રનીલ તોરણ લટકાયે, તથા વલી લાલ તોરણ ઠાયે । તુંબરૂ પ્રમુખ દેવ આયે । હાથમાં છડીયાંકું લાયે ॥

અલંકાર પહેરી કરી, પડીહાર તે થાય,
દર દરવાજે શોભતા તે, પહિરેગિર કહેવાય.

સંકટ સબ દૂર કરે ટારી ॥ પ્રભુ૦ ॥ ૩॥

રત્નગઢ ભિતર પધરાવે । વેદિકા ઉંચપણે લાવે । ધનુષ સતાવીસકી ઠાવે । વૃક્ષ અશોક ઉહાં વાવે ॥

બત્તીસ ધનુષ મહાવીરકા, વૃક્ષ તિહાં શુભ હોય, અન્ય પ્રભુકા દેહસેં તો, બાર ગુણા લિયા જોય.

છબિ કયા વર્ણવું તસ પ્યારી ॥પ્રભુ૦॥૪॥

બિરાજે પૂર્વ તરફ સ્વામી । સિંહાસન ઉપર ગુણધામી ॥ વ્યંતર તબ કલ્યાણકે કામી । પ્રભુકી પ્રતિમા અભિરામી ।

તિન દિશી પધરાયકે, માને હર્ષ અપાર,
પણ કુમતિકી દૃષ્ટિમાં તે, આવે નહિ લગાર.

જુવો કર્મનકી ગતિ ન્યારી ॥પ્રભુ૦ ॥ ૫॥

પ્રથમ દુજા ધઢકે અંતર । કૂણ ઇશાન તણા-ડભ્યંતર । દેવ છંદો કરે તદનંતર । દીસે છે કીતના પાઠાંતર ॥

સમવસરણ બન્યા જાણ કે, આવે પર્ષદા બાર, ચાર નિકાયકે દેવી દેવતા, સાધુ સાધવી સાર.

હર્ષ ધરી આવે નરનારી ॥ પ્રભુ૦ ॥ ૬ ॥
સેના ચતુરંગ સહિત આવે । રાજા ઔર રંક તિહાં ભાવે । દશાર્ણભદ્ર સજી જાવે । ઇંદ્ર બહુ આડંબર લાવે ॥

બત્તિસ બદ્ધ નાટક તણા, હોવે અતિ ઘમઘોર, વીણા વાંસરી વાજીત્રો કરે, મોર તણી પરે સોર.

હોવે તાથૈ થૈ ધ્વનિ જારી. ॥ પ્રભુ ॥ ૭ ॥
સ્વાન ઓતુ આદિક આતા । વૈર નહિ આપસમેં લાતા । હોય સબ જીવકું સુખસાતા । વાણી રસરંગ રહે રાતા ॥

મચ્છ બગલાંને મરગડાં, ઘોડસિંહ શિયાલ, હાથી ઉંટ ઘોડા ઔર ગાડી, ભેક શુક કે બાલ.

હંસકી લાગ રહી લા'રી ॥ પ્રભુ. ॥ ૮ ॥
ઓગણીસો એકાવન કહે । વિક્રમસંવતકું વર્ત રહે । માઘશુદિ પંચમી ષષ્ટી લહે । હૃદયમાં આનંદ રંગ વહે ।

એહવા સમવસરણકા, સ્થાપન કરે સુખ કામ, ગામ ફલોધિમાંહે ગુલેછા, ફુલચંદ ધરી હામ.

લોક કહે ધન્ય માતા થારી ॥ પ્રભુ૦ ॥ ૯ ॥
શ્રેણિક રાજાપરે હર્ષ ધરી । સ્વસ્તિક સોના જવ-

લાસેં કરી । મંગલ મોતીયનસેં આઠ ભરી । હૃદય તસ નારી અતિહી ઠરી ॥
વિજયાનંદ સૂરીશકા, શિષ્ય સકલ શણુગાર, લક્ષ્મીવિજય પંડિત હુવા, તસ હંસ કહત હે બાલ.
જગતિજિન શાસન જયકારી ॥ પ્ર૦ ॥ ૧૦ ॥

## ॥ શ્રી સમવસરણ સ્તવનં ॥

**હજુરીયાં ઠાડી હજુરીયાં ઠાડી નેમિ તેરી હજુરીયાં ઠાડી ॥ એ ચાલ ॥**

દેખો ગુણી જ્ઞાની, દેખો ગુણી જ્ઞાની, છબિનીકી દેખો ગુણી જ્ઞાની ॥ એ અંચલી ॥ પ્રભુકા સમવસરણ બન્યા જાણી । વિક્રમપુર માની (૨) ॥ છબિ૦ ॥ ૧ ॥ જાય ભાંડાસર સેઠ સેઠાણી । હર્ષથી ભરાણી (૨) ॥ છબિ૦ ॥૨॥ ભૃંગપરે ચક્ષુ લોકોકી, દેખ લપટાણી, દેખ લપટાણી ॥ છબિ૦ ॥ ૩ ॥ પુનમચંદ્ર ચકોર જ્યું પ્રાણી । હોવે પ્રભુ ધ્યાની (૨) ॥ છબિ૦ ॥ ૪ ॥ ચારદિશિ જિન બેઠા નાણી । સકલ ગુણ ખાણી (૨) ॥ છબિ૦ ॥ ૫ ॥ ચતુર્મુખ બ્રહ્માકી કહાણી । ચલી નહિ છાની (૨) ॥ છબિ૦ ॥ ૬ ॥ ધજા લહકતી સૂચવે શ્યાણી । પવનથી હલાણી (૨) ॥ છબિ૦ ॥ ૭ ॥ જે હમપરે નમસે તે પ્રાણી । લહે

શિવરાણી (૨) ॥ છબિ૦ ॥ ૮ ॥ ભામંડલકી એહિ નિશાની ॥ રાત્રિ લુંટાની (૨) ॥ છબિ૦ ॥ ૯ ॥ કનક કમલ ઉપર પદદાની । જીહાં કેવલ-જ્ઞાની (૨) ॥ છબિ૦ ॥૧૦॥ સમવસરે તીહાંનહિ તોફાની । ઈતિ ધૂર્તાણી (૨) ॥ છબિ૦ ॥ ૧૧ ॥ સ્વપર ચક્રકી નાહિ ચઢાણી । રોગ ધુલધાણી (૨) ॥ છબિ૦ ॥૧૨॥ ઓગણીસો પચાસ મંડાની । સાલ વંચાણી (૨) ॥ છબિ૦ ॥ ૧૩ ॥ આસોજ સુદિ (૧૩) તેરસ ગુણગાની । તિથી હે મજાની (૨) ॥ છબિ૦ ॥૧૪॥ લક્ષ્મીવિજય ગુરૂકી મેહે-રબાની । હૃદયટંકાણી (૨) ॥ છબિ૦ ॥ ૧૬ ॥ હંસ કહે પ્રભુજીકી વાણી । પીયો જ્યું પાણી (૨) ॥ છબિ૦ ॥ ૧૭ ॥ ઇતિ ॥

## ॥ શ્રી સમવસરણ સ્તવનં ॥

### ॥ રાગ ભૈરવી ॥

ચલોને ચતુર નર દર્શન ચલીયે, સમવસ-રણ મીલ ટોલીરે ॥ ચ૦ ॥ એ આંકણી ॥ અજી-મગંજમે સમવસર્યા પ્રભુ, વંદો બે કરજોડીરે ॥ ચ૦ ॥ ૧ ॥ નિજ નિજ ઋદ્ધ વિસ્તાર કરીને, માન આપના મોડી રે ॥ ચ૦ ॥ ૨ ॥ હાથી ઘોડા વાજીંત્રો વલી, સાથ લઇ બહુ ઢોલીરે ॥ ચ૦

॥ ૩ ॥ અક્ષત ફલકે ખાતર અક્ષત, રૂપાકા બહુ બોલીરે ॥ ચ૦ ॥ ૪ ॥ અષ્ટમંગલ લિખિયે પ્રભુ આગે, મંગલ મુખસેં બોલી રે ॥ ચ૦ ૫ ॥ સોનેકા જવ મુક્તાફલસેં, ભર ભર સાર કચોલીરે ॥ ચ૦ ॥ ૬ ॥ સ્વસ્તિક કરીયે સ્વસ્તિ સૂચક, નિજ પરણતી કરી ભોલીરે ॥ ચ૦ ॥ ૭ ॥ ઇત્યાદિક વિધિપૂર્વક વંદી, કર્મ પાસ નિજ તોડી રે ॥ ચ૦ ॥ ૮ ॥ જિનવાણી માનસ સર ભિતર, અપના હંસ ઝકોલીરે ॥ ચ૦ ॥ ૯ ॥ લહિયે આનંદ ઇસ વિધિ અનુપમ, શિર અપનેસેં ડોલીરે ચ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

## ॥ સમવસરણ સ્તવનં ॥

॥ આપ બીરાજો ચંદન ચોકમેં—એ દેશી ॥

મહાવીરજી સ્વામી સમવસરણે દીયે દેશના, એ આંકણી ॥ ઇંદ્રાદિક દેવો મીલી હર્ષે, સમવસરણ બનાવે ॥ વાયુકુમાર સુગંધી વાયુ, પ્રથમ આય ચલાવેરે ॥ મ૦ ॥ ૧ ॥ મેઘકુમાર સલિલ સુગંધી, ભાવ કરી વરસાવે ॥ યોજન એક ભમિકે ભિતર, પંચવર્ણી ફુલ બીછાવેરે ॥ મ૦ ॥ ૨ ॥ જલથલનાં ઉપન્યા તે ફુલો, રાયપસેણી બતાવે ॥ અધોવૃંત ઉપરસેં હસતાં, જાનુ

પ્રમાણ ત્યાં ઢાવેરે ॥ મ૦ ॥ ૩ ॥ વ્યંતર ના ઇંદ્રે જડી ભૂમિ, ફુલ સેંતિ ફરમાવે ॥ કામદેવને કામ બાણજ્યું, છોડ દીયા શુભ ભાવે રે ॥ મ૦ ॥ ૪ ॥ યોજન એક ભૂમિકા વ્યાપી, રૂપાકા ગઢ ઠાવે ॥ કંચન કાંગરા માંડી ઉપર, ભુવનપતિ ફલ પાવે રે ॥ મ૦ ॥ ૫ ॥ જ્યોતિષી દેવોનો મધ્યે ગઢ, સોનાનો વલી થાવે ॥ રત્ન કાંગરા બેઠા તે પર, લોકકે શિર નચાવે રે ॥ મ૦ ॥ ૬ ॥ રત્નશાલ વૈમાનિક દેવો, તીસરો જાય અડાવે ॥ મણિકાંગરા કિરણે વ્યાપ્યા, નાના તે રંગ દીખાવેરે ॥ મ૦ ॥ ૭ ॥ મણિ પીઠિકા મધ્યે દેવો, ચૈત્ય વૃક્ષ એક વાવે ॥ પાદપીઠ સિંહાસન ઉપર, છત્ર તે તીન લગાવેરે ॥ મ૦ ॥ ૮ ॥ પૂર્વ તરફકે દરવાજેસેં, સમવસરણમેં આવે ॥ પ્રભુકે આગે રવિમંડલ સમ, ધર્મચક્ર બલી ધાવેરે ॥ મ૦ ॥ ૯ ॥ પૂર્વ દિશા સન્મુખ સિંહાસન, ઉપર સ્વામી સુહાવે ॥ વ્યંતર વિભુકે તિનરૂપ કરી, તિનદિશિ પધરાવેરે ॥ મ૦ ॥ ૧૦ ॥ વૈસા સમવસરણકી રચના, ધનપતા સંઘ કરાવે ॥ રાણી મિનાકુમારી તિસકી, મોતીસેં પ્રભુકો વધાવેરે ॥ મ૦ ॥ ૧૧ ॥ સોનાકા જવ ચાંદિકે ચાવલ, સ્વસ્તિક લાય સજાવે ॥

પ્રભુ ભક્તિકારક જન પાવે, શિવ લક્ષ્મીકો સ્વભાવેરે ॥ મ૦ ॥ ૧૨ ॥ ઇતિ૦ ॥

## ॥ સમવસરણ સ્તવન ॥

॥ મનરી બાતાં દાખાંજી માહારારાજરે રીષભજી થાંને ॥ મ૦ ॥ એ ચાલ ॥

સમવસરણ સુહાયાજી માહારાલાલરે મહાવીરજી સ્વામી, સ૦ ॥ આંકણી ॥ ચિહું દિશિ ચામર રત્ન જડિત ઝુલાયાજી માહારાલાલરે ॥ કાંઇ દુંદુભિનાદે લોક બહુને બોલાયાજી મા૦ ॥ સ૦ ૧ ॥ પૂર્વદ્વારથી આયાજી મા૦ કાંઇ મુનિવર મોટા અગ્નિકુણમાં ઠાયાજી મા૦ ॥ સ૦ ॥ ૨ ॥ સુરવધૂ સાથે સાધ્વીયોને ધ્યાયાજી મા૦ કાંઇ તેહકુણમાં ખડી કરી નિજ કાયાજી મા૦ ॥ સ૦ ॥ ૩ ॥ નૈરૂતકુણમાં બેઠકે શિર નમાયાજી મા૦ કાંઈ ભુવન જ્યોતિષી વ્યંતર વધુ ગુણ ગાયાજી મા૦ ॥ સ૦ ॥ ૪ ॥ જ્યોતિષી ભુવનપતિને વ્યંતરરાયાજી મા૦ કાંઇ વાયુકુણમાં બેઠે તરૂવર છાયાજી મા૦ ॥ સ૦ ॥ ૫ ॥ વૈમાનિક નર નારી હર્ષ ભરાયાજી મા૦ કાંઇ ઇશાનકુણમાં બેઠે થઇ બહુ ડાહ્યાજી મા૦ ॥ સ૦ ॥ ૬ ॥ મધ્ય કોટમાં મૃગપતિ મન હર્ખાયાજી મા૦ કાંઈ મૃગલાદિકની સાથે વૈર મીટાયાજી મા૦ ॥ સ૦ ॥ ૭ ॥

આપ આપણાં વાહન જાય અડાયાંજી મા૦ કાંઇ અંત્યકોટમાં રથ પાલખી બહુ લાયા જી મા૦ ॥ સ૦ ॥ ૮ ॥ કોડા ગમે સુર પ્રમુખ તીહાં સમાયાજી મા૦ કાંઇ પ્રભુ પસાયથી જ્યોતિમેં જ્યોત જ્યું જાયાજી મા૦ ॥ સ૦ ॥ ૯ ॥ સંવત વીર કહાયાજી મા૦ કાંઇ ચોવીસોંકી સાથ સતર જુડાયાજી મા૦ ॥ સ૦ ॥ ૧૦ ॥ કાર્તિકસુદી દશમી દિન હર્ષ સવાયાજી મા૦ કાંઈ અજીમગંજમાં એહ સ્તવન બનાયાજી મા૦ ॥ સ૦ ॥ ૧૧ ॥ જિનવાણી મુક્તાફલ આય ચુગાયાજી મા૦ કાંઈ હંસ કહે એ પુણ્યબીજ મેં પાયાજી મા૦ ॥ સ૦ ॥ ૧૨ ॥ ઇતિ૦ ॥

## ॥ શ્રીસમવસ્સરણ સ્તવનં ॥

॥ વાણી અમૃત રસ વરસે ॥ એ ચાલ ॥

તત્વ સુધારસ પીજ્યો, ભવિક નર ત૦ ॥ સમવસરણ વિભુ વીર પ્રકાશિત, કર્ણામૃત તુમે લીજ્યો ભ૦ ॥ ત૦ ॥ ૧ ॥ પેંતીસગુણયુત વાણી સુણીને, દાન સુપાત્રે દીજ્યો ભ૦ ॥ ત૦ ॥૨॥ જિનભાષિત સંઘવીપદ પામી, કામ ઉત્તમ તુમે કીજ્યો ભ૦ ॥ ત૦ ॥ ૩ ॥ તીર્થભુમિ સ્પર્શ ન કરકે તસ, સાર ઉદ્ધાર કરીજ્યો

ભ૦ ॥ ત૦ ॥ ૪ ॥ જીર્ણોદ્ધારકા આઠ ગુણાફલ, આનંદ આણી ગ્રહીજ્યો ભ૦ ॥ ત૦ ॥ ૫ ॥

## ॥ શ્રી સમેતશિખરતીર્થ સ્તવનં ॥

॥ દુહા ॥

શ્રી ગુરૂલક્ષ્મીવિજય નમિ, તાસતણેસુપસાય; સમેતશિખર ગિરિના ઘણા, ગુણ ગાઉં સુખદાય ॥ ૧ ॥

## ॥ ઢાલ પહેલી ॥

॥ ગુજરાતિ ગરબાની દેશી ॥

તુમે વહેલા ગુણી ચાલો (૨) શિખરગિર વંદવા ॥ અરે કાંઇ વંદીયાં પાપ પલાય, અરે કાંઇ ભેટીયાં ભવદુઃખ જાય ॥ તુમે વહેલા૦ ॥ એ આંકણી ॥ અરે૦ તારક તીર્થ કહાય, અરે૦ ભવ ભ્રમણ મીટ જાય, અરે૦ કર્મકુરજ ઉડ જાય, અરે૦ સંપદા બહુ થિર થાય ॥ તુ૦ ॥ ૧ ॥ અરે૦ તીર્થ ભુમી ફરસાય, અરે૦ અધ્યવસાય શુભ થાય, અરે૦ જિનજી જહાં વસિઆય, અરે૦ અણસણ દીયો તિહાં ઠાય ॥ તુ૦ ॥ ૨ ॥ અરે૦ મુનિગણ સાથ મીલાય, અરે૦ ધર્મ શુક્લ ધ્યાન ધ્યાય, અરે૦ કર્મોકી ખાખ ઉડાય, અરે૦ સિદ્ધ શિલામાં સધાય ॥ તુ૦ ॥ ૩ ॥ અરે૦

કલ્યાણક કહેવાય, અરે૦ વર્ણવું છું સુખદાય, અરે૦ સુણજ્યો ધ્યાન લગાય, અરે૦ સંશય સુણીને મિટાય ॥ તુ૦ ॥ ૪ ॥ અરે૦ સદ્દહણા ચિત્તલાય, અરે૦ ગિરિવર વેગે ચઢાય, અરે૦ તો શિવરાણી રાય, અરે૦ થાવે ગિરિને પસાય ॥ તુ૦ ॥ ૫ ॥

## ॥ ઢાલ બીજી ॥

॥ સિદ્ધાચલ શિખરે દીવોરે આદીશ્વર અલબેલો છે ॥ એ દેશી ॥

ભવિ સમેતશિખરગિરિ સેવોરે, વિશ જિનેશ્વર સિધ્યા છે ॥ તુમે માનવ ભવફલ લેવોરે વિ૦ શ્રી અજિતનાથ જિન જેવારે વિ૦ નહિ જીતનાર જગ તેવારે વિ૦ ભવિ૦ ॥ ૧ ॥ હજાર મુનિની સંગેરે વિ૦ કરી અણસણ ચઢતે રંગેરે વિ૦ શુદ પંચમી ચૈતર ચંગેરે વિ૦ વરીયા શિવ ઉલટ અંગેરે વિ૦ ભ૦ ॥ ૨ ॥ સંભવ જિનવર સુખદાતારે વિ૦ આવ્યા ઇણ ગિરિ જગત્રાતારે વિ૦ મુનિસહસ સંગ વિખ્યાતારે વિ૦ આસન કાઉસગનું લગાતારે વિ૦ ભ૦ ॥ ૩ ॥ સંલેખના માસની કિધીરે વિ૦ [1]મધુ માસની તિથિ પ્રસિદ્ધિરે વિ૦ ઉજ્વલ પંચમી શિવ લિધિરે વિ૦

---

૧ ચૈત્ર.

વરિ અનુભવ સંપદા રીદ્ધિરે વિ૦ ભ૦ ॥ ૪ ॥
અભિનંદનજિનઇહાં આવેરે વિ૦ સાથે મુનિ
સહસને લાવેરે વિ૦ અણસણ એક માસનું ઠા-
વેરે વિ૦ આસન કાઉસગનું લગાવેરે વિ૦ ભ૦
॥ ૫ ॥ તિથિ રાધ[1] માસની સારીરે વિ૦ સુદ
આઠમ છે ઉજવાલી રે વિ૦ વરી શિવ રમણી
સુખકારીરે વિ૦ હું શરણે આયો તુમારીરે વિ૦
ભ૦ ॥ ૬ ॥ મેઘનંદન પંચમા જાણુરે વિ૦ [2]દશ
શત મુનિ સાથ વખાણુરે વિ૦ સંલેખના મા-
સનું ઠાણુરે વિ૦ નાહ પુણ્ય વિના એ ટાણુરે
વિ૦ ભ૦ ॥ ૭ ॥ ચૈત્રસુદ નવમી પ્યારીરે વિ૦
વરીયા સુંદર શિવ નારીરે વિ૦ પ્રભુ પદ્મપ્રભ
સુવિચારીરે વિ૦ આવ્યા ઇણ ગિરિપરવા-
રીરે વિ૦ ભ૦ ॥ ૮ ॥ ત્રણુસો મુનિ આઠ સુહા-
વેરે વિ૦ જિન સાથે આનંદ પાવેરે વિ૦ સવી
મુક્તિ નગરમાં જાવેરે વિ૦ ગિરિતારક એહ
કહાવેરે વિ૦ ભ૦ ॥ ૯ ॥

## ॥ ઢાલ ત્રિજી ॥

॥ જેમ જેમ એ ગિરિ ભેટીયેરે, તેમ તેમ પાપ પલાય
સલુણા ॥ એ દેશી ॥

શિખરગિરિ ગુણ ગાવતાં રે, ગુણ આવે

---

૧ વૈશાખ. ૨,૧૦૦૦.

નિજ અંગ; સુજ્ઞાની ॥ એ આંકણી ॥ પાંચસો મુનિ પરિવારથીરે, નાથ સુપાર્શ્વ જિણંદ સુ૦ ફાગણવદિ સાતમ દિનેરે ॥ સિદ્ધિ ગયા સુખકંદ સુ૦ શિ૦ ॥ ૧ ॥ ચંદ્ર પ્રભ જિન આઠમારે, સહસ મુનિવર સાથ સુ૦ ભાદ્રવાવદ સાતમી દિનેરે, ઝાલ્યો શિવ વધૂહાથ સુ૦ ॥ શિ૦ ॥ ૨ ॥ સુવિધિ નાથ સુહામણારે, સહસ શ્રમણની સંગ સુ૦ ભાદ્રવાસુદ નવમી ભલીરે, શિવસુખ પામ્યા અભંગ સુ૦ શિ૦ ॥ ૩ ॥ શીતલ જિનવર સાહ્યબોરે, માધવ[1] વદિ બીજ જાણ સુ૦ એક હજાર મુણીંદસુંરે, પામ્યા સુખ નિરવાણ સુ૦ શિ૦ ॥ ૪ ॥ સાધુ એક સહસસું રે, શ્રેયાંસ જિનવર દેવ સુ૦ શ્રાવણવદ ત્રિતીયા દિનેરે, સિધિ શિવ સ્વયમેવ સુ૦ શિ૦ ॥ ૫ ॥ [2]ષટ્શત મુનિ પરિવારસુંરે, વિમલ વિમલ કરનાર સુ૦ સંલેખણા એક માસનીરે, કીધી સમતાધાર સુ૦ શિ૦ ॥ ૬ ॥ કૃષ્ણપક્ષ અષાઢનીરે, સાતમીયે સુખકાર સુ૦ સમેતશિખર સિદ્ધિ વર્યારે, પામ્યા ભવનો પાર સુ૦ શિ૦ ॥ ૭ ॥

## ॥ ઢાલ ચોથી ॥

॥ શિતલ નહિ છાયારે આ સંસારની ॥ એ દેશી ॥

શિતલ શુભ છાયારે શિખર ગિરીંદની ॥

---

૧ વૈશાખ. ૨, ૬૦૦.

ટાલી ટેક આચારે ફોગટ ફંદની ॥ રૂડી એક મા-
ચારે તેહ મુણીંદની ॥ શ્રેણી જેહ પાયારે નયના-
નંદની ॥ એ આંકણી ॥ અનંત નાથ જિનેશ
ગિરિવર ચઢીયારે, વિકથાને નિવારી રે દૂર
સંસારની ॥ સંલેખણા એક માસની પ્રભુજી
કીધિરે, કરનારી જાણીરે ભવનાપારની ॥ શીત૦
ટાલી૦ રૂ૦ શ્રેણી૦ ॥ ૧ ॥ સાતસો રૂડા [1]વાચં-
યમની સાથેરે, [2]કર્ણને લગાવ્યુંરે કાઉસગ નામનું
॥ ચૈત્રમાસની શુકલ પંચમી દિવસેરે, શાશ્વત
સુખ જામ્યુંરેં સિદ્ધિધામનુ ॥ શીત૦ ટાળી૦
રૂ૦ શ્રેણિ ॥ ૨ ॥ મુમુક્ષુ અષ્ટોત્તરસોસું ઇહાં
આવીરે, ધર્મના ધોરીરે, અણસણ આદરે ॥
જયેષ્ટમાસની ઉજવલ પંચમી દિવસેરે, સિદ્ધિ
વધુ વરીયા સ્વામી સાદરે ॥ શીત૦ ટાલી૦
રૂ૦ શ્રેણી ॥ ૩ ॥ પંચમા ચક્રી શાંતિનાથ કહા-
વેરે, તે પણ ઇહાં આવ્યારે નવસો સાથશું ॥
શુક્ર[3]વદિ તેરશ દિનની જાઉં વારીરે, શિવ
સુખડું ઝાલ્યુંરે કેવલ હાથશું શી૦ ટા૦ રૂ૦
શ્રે૦ ॥ ૪ ॥ કુંથુનાથજી છઠા ચક્રી જાણુંરે,
સિદ્ધિ વર્યા એક હજાર મુણીંદશું, અરજિન-
વર પણ તેટલા સાથે સિધ્યારે, પ્રીતલડી લાગીરે

---

૧ સાધુ. ૨ આસન. ૩ જયેષ્ટમાસ.

ચક્રી જિણંદશું ॥ શી૦ ટા૦ રૂ૦ શ્રે૦ ॥ ૫ ॥ મલ્લિનાથજી પાંચશો સાથે સિધ્યારે, ફાગણસુદ દ્વાદશીયે ભલી ભાતશું ॥ મુનિસુવ્રત જિન દશશાત સાથ સિધાવે રે, જેઠવદી નવમીયે સુખસાતશું ॥ શી૦ ટા૦ રૂ૦ શ્રે૦ ॥ ૬ ॥ નમી નાથજી એકવિસમા ઇહાં આવેરે, પરમાનંદપાવેરે એક હજારશું ॥ હવે વર્ણવું શ્રી પાર્શ્વનાથ નિર્વાણરે, સુણજ્યો તે સજન જન ઘણા પ્યારશું ॥ શી૦ ટા૦ રૂ૦ શ્રે૦ ॥ ૭ ॥

## ॥ ઢાલ પાંચમી ॥

॥ વે નૈવેદ્ય રસાલ પ્રભુજી આગેરે ॥ એ દેશી ॥

સમેત શિખરગિરિ ભેટતાં ભવિ ભાવેરે, કાંઇ વિપદા જાવે દૂર પ્રભુતા આવે રે, ॥ તેવિસમા પ્રભુપાર્શ્વ ગિરિએ સધાવેરે, કાંઇ સાધુ શુભ તેત્રિસ સાથે લાવેરે ॥ સમેત૦ ॥ ૧ ॥ સંલેખણા એક માસની પ્રભુ કીધિરે, કાંઇ લેવા અતિહી ઉદાર અવિચલ રીદ્ધિરે ॥ કાઉસગ આસન માંહિ થિર કરી દિધીરે, કાંઇ કાયા યોગિનાથ પદવી લીધીરે ॥ સ૦ ॥ ૨ ॥ શ્રાવણ સુદની અષ્ટમી દિન ચંગેરે, કાંઇ શિવ સુખ પામ્યા નાથ ચઢતે રંગેરે ॥ કર્યો સાદિ અનંત

નિવાસ સિદ્ધની સંગેરે, કાંઇ ગાઉં તુમગુણ આજ ઉલટ અંગેરે ॥ સ૦ ॥ ૩ ॥ શ્યામલા પાર્શ્વનાથ મૂર્ત્તિ તાંહરીરે, કાંઇ જોવાની ઘણી હોંસ હૈડે હાલીરે ॥ દ્યો દર્શન મહારાજ કરૂણા-કારીરે, કાંઇ તારણ તરણ જહાજ પદવી ધારીરે ॥ સ૦ ॥ ૪ ॥ ઇણીપરે જગના ઇશ ઇણગિરિ આવ્યારે, કાંઇ સાથે જિનજી વિશ મુનિગણ લાવ્યારે ॥ તે મુનિ સંખ્યા સર્વથી ફરમાવ્યારે, કાંઇ જૈનતત્વાદર્શથી પરિભાવ્યારે ॥ સ૦ ॥ ૫ ॥ સહસ પન્નર છસો વલી ભલી ભાતેરે; કાંઇ ઉપર ઓગણપચાસ મુનિવર માતેરે ॥ ॥ ધન્ય તેહનો અવતાર જે ગિરિઆતેરે, કાંઇ ગાયો શ્રી ગિરિરાજ પરમ પ્રભાતેરે ॥ સ૦ ॥ ૬ ॥

## ॥ કલશ ॥

ઇહાં પુણ્ય કારણ પાપ ટારણ આત્મ ઠારણ જગ ખરો, સમેતશિખર ગિરીંદ વિખર તું પાપરજ દૂરે પરો ॥ ૧ ॥ [1]સંવત દર્શન વર્ણ ભાકત ભૂમિ માસ [2]બાહુલ વરો, શુભ તિથી ત્રિતીયા શુકલપક્ષે ગાયો ગિરિ અલવેસરો ॥ ૨ ॥ શ્રીતપાગચ્છે પરમસ્વચ્છે વિજયાનંદ સૂરી-

---

૧ ( ૧૯૪૬ ) ૨ કાર્ત્તિક.

શ્વરો, ઇસ કાલમાં મહારાજ મહિમા દેખીને દિલમાં ઠરો ॥ ૩ ॥ જસુરાય રાણા આય નમતે પાય પડતે નરવરો, તસ શિષ્ય પંડિત લક્ષ્મી વિજયો જ્ઞાનદાયક પદ ધરો ॥ ૪ ॥ તેહ તણો [1]અંતેવાસી હંસો લશ્કરે સ્તવન કરો, શ્રીપાર્શ્વનાથ પસાય સૂણીને સકલ ભવિભવજલ તરો ॥ ૫ ॥ ઇતિ સંપૂર્ણમ્ ॥

## ॥ અથ શ્રી સમેતશિખર તીર્થાધિરાજ સ્તવનં ॥

॥ અજિતુમે સુણીયોજી અજિત જિનેશ ભવોદધિ-પાર કિજયોજી ॥ એ ચાલ ॥

॥ અજીતુમે સુણીયોજી શિખર ગિરીશ, અરજી હમારી તુમે જિનવિશ ॥ એ આંકણી ॥ તુમે પ્રભુ રાજરીદ્ધિ સહુ ત્યાગી, આપહી આપ હુવે વૈરાગી, તુમ મતિ જ્ઞાન ધ્યાનમેં લાગી, સેવક સાર કિજયોજી ॥ અ૦ ॥ ૧ ॥ તુમે પ્રભુ સંયમ શુદ્ધ આરાધી, દૂર કરી નિજ આત્મ ઉપાધી, સર્વજ્ઞ પદવીં તુમે તો સાધી, મુજ પ્રભુ જ્ઞાન દિજયોજી ॥ અ૦ ॥ ૨ ॥ સમેત શિખર પ્રભુ મોક્ષ સધાયા, ગિરિવર મહાત્મ તુમે તો વધાયા,

૧ અંતેવાસી–શિષ્ય.

ઇહાં આનાતવ મેં દિલલાયા, મુજ પ્રભુ તાર લીજ્યોજી ॥ અ૦ ॥ ૩ ॥ પાલણપૂરમેં આનંદ સૂરિકી, આણ કરાલ કરવાલમેં લીની, નિજ કાયા નિરભયથીર કીની, આતમરામ રિજ્યોજી॥અ૦૪ ॥ શુભ મૂહુર્તે ચાલી ઇહાં આયો, માર્ગ માંહે બહુ ચૈત્યવંદાયો, આબુ અચલ ભેટી સુખ પાયો, આત્મરાય ભીજ્યોજી ॥ અ૦ ॥ ૫ ॥ પાલીમેં નવલખા જુહારી, સહેર અજમેર કેસરીયા નીહાલી, જૈપૂરકે દેવલ સુખકારી, દેખી પુણ્ય બિજ્યોજી ॥ અ૦ ॥ ૬ ॥ આગરા શહેરકે દેવલ પરખી, હીરગુરૂ ઉપાશ્રય નિરખી, અકબરસાહે કરાવી હરખી, નયનાનંદ ચિજ્યોજી ॥ અ૦ ॥ ૭ ॥ લશ્કર શેહેર ચોમાસુ રહીયો, પાર્શ્વ પ્રભુ સેવી સુખ લહીયો, જ્ઞાતાધર્મ કથામાં કહીયો, વાણી રસ પીજ્યોજી ॥ અ૦ ॥ ૮ ॥ શેહેર વડોદરાવાસી જીનકો, નામ જગજીવન સુંદર નીકો, સંઘ નિકાલ્યો ભૂવનકોટીકો, તેહથી કાજ સિજ્યોજી ॥ અ૦ ॥ ૯ ॥ સંઘકી સાથ લશ્કરસેં ચાલી, નહી રસ્તે કોઇ ચૈત્યને ટાલી, તે વર્ણવું વિકથા દૂર ડાલી, સેવક બાંહ્ય ગ્રહીજ્યોજી ॥ ૧૦ ॥

# ॥ ઢાલ બીજી ॥

॥ અબ તો પાર ભયે હમસાધુ ॥ એ ચાલ ॥

અબ તો મનોરથ સઘલા ફલીયા, સમેત-શિખર ગિરિવર મુને મિલિયા ॥ અબ૦ ॥ એ આંકણી ॥ શૌરીપુરમેં દોય કલ્યાણક, વંદિને સંઘ ખુશ થયોરે ॥ યદુપતિ નેમિ જિનેશ્વર કેરા, ચરણાંબુજમાં ચિત્ત રહ્યોરે ॥ અ૦ ॥ ૧॥ કંપિલપુરમેં ચાર કલ્યાણક, મહોછવ દેવ-દેવીયે કીયોરે ॥ તેહ વિમલજિનદેવલ માંહી, મંદારૂ ગણધાર લીયોરે ॥ અ૦ ૨ ॥ પુરીમતાલ નગરની માંહી, સર્વજ્ઞ વૃષભ જિણંદ જયોરે ॥ કાસીમેં પ્રભુ પાર્શ્વ જિણંદકે, ચાર કલ્યાણકે ચિત્ત ગયો રે ॥ અ૦ ॥ ૩ ॥ તેહી નગરીમેં ચાર કલ્યાણક, ધારસુપાર્શ્વજિણંદ મિલ્યોરે ॥ અન્ય બહુ દેવલકો જુહારી, દર્શનાવર્ણકો જાલ પીલ્યો રે ॥ અ૦ ॥ ૪ ॥ સિંહપુરે શ્રેયાંસ જિણંદકા, ચાર કલ્યાણકે ચિત્ત ઠર્યોરે॥ ચંદ્રા-વતીમાં ચાર કલ્યાણક, ધાર ચંદ્રપ્રભ પાય પડયોરે ॥ અ૦ ॥ ૫ ॥ પાડલીપુર નગરકે માંહી, કોસ્યાસેં ચિત્ત નાહિ ચલ્યો રે ॥ તે થુલભદ્ર ચરણ વંદનસેં, કામદેવ મનમાંહી

બલ્યોરે ॥ અ૦ ॥ ૬ ॥ શેઠ સુદર્શન મુનિવર મોટા, કેવલજ્ઞાનિ વાંહિ બન્યોરે ॥ વિહરમાન વિશાલ જિણંદકા, દર્શનસેં ભવદુખ હણ્યોરે ॥ અ૦ ॥ ૭ ॥ વૈશાલા નગરીની માંહી, ચોમાસાં વિભુવિર વસ્યોરે ॥ બીજાં દેવલ ચાર જુહારી, પાપ મેલ સબ દુર ખસ્યોરે ॥ અ૦ ॥ ૮ ॥ પાવા-પુરીમાં વિર જિણંદકો, મોક્ષ દેખ મુજ પાપ નસ્યોરે ॥ કુંડલપુરમાં ગૌત્તમ ગણધર, મુદ્રા દેખ હૃદય હુલસ્યોરે ॥ અ૦ ॥ ૯ ॥ રાજગરી નગરીકે માંહી, ચાર કલ્યાણક ધાર લીયોરે ॥ તે મુનિસુવ્રત સ્વામી કેરા, તીર્થંકો ઉદ્ધાર કિયોરે ॥ અ૦ ॥ ૧૦ ॥ વિપુલાચલપર નિર્મલ મૂર્ત્તિ, અતિમુક્તક મુણીંદ મીલ્યોરે ॥ રત્નાગિરિને ઉદયાચલના, ચૈત્યવંદનસેં હૃદય ખીલ્યોરે ॥ અ૦ ॥ ૧૧ ॥ સોનાગિરિ ઓર શ્રેણિક નૃપકા, દેખો ભંડાર હજુ પ્રગટયોરે ॥ વૈભારગિરિ એકા-દશ ગણધર, ધન્ય શાલીભદ્ર કર્મ કટયો રે ॥ અ૦ ॥ ૧૨ ॥ ગુણશીલ વનમાં વીર પ્રભુકો, મંદર સરોવર બીચ ચિણ્યોરે ॥ ક્ષત્રીકુંડમાં તીન કલ્યાણક, ધાર સિદ્ધારથનંદ ગીણ્યોરે ॥ અ૦ ॥ ૧૩ ॥ કાકંદીમાં ચાર કલ્યાણક, ધાર સુવિધિજિંણદ જચ્યોરે ॥ સ્વામી સુપાર્શ્વ

ગરેડી મંડન, દેખતહિ જયકાર મચ્યોરે ॥ અ૦
॥૧૪॥ રિજુવાલીકા કાંઠે જ્ઞાની, વીર થઈ સમો-
સરણે ગજયોરે॥ મંદર નવ મધુ વનમાં જુહારી,
દશમો શુભ ગણધાર ભજયોરે ॥ અ૦ ॥ ૧૫ ॥

## ॥ ઢાલ ત્રીજી ॥

॥ જિન દર્શન મોહનગારા ॥ એ ચાલ ॥

સમેતશિખર સુખકારા, મુજ લાગતહે અતિ
પ્યારારે ॥ સ૦ ॥ એ આંકણી ॥ દૂર દેશસેં મેં
ઇહાં આયા, મહાત્મ સુણકે તુમારા ॥ ગામ
નગરને પરવત ઝાડી, નદીયાં નેહેરાંને ખાડારે
॥સ૦॥ ૧ ॥ એ સગલાં લંઘીને સાહિબ, આયા
તુમ દરબારા ॥ સફલ હુવાં સબ સાહેબ મેરાં,
દેખત તુમ દેદારારે ॥ સ૦ ॥ ૨ ॥ માર્ગમાંહી
ગિરિ નિરખતહીમાં, રોમ ખીડયો અતિ ફારા॥
પુણ્ય અંકુર તેહને માનીને, આત્મારામકો ઠારારે
॥ સ૦ ॥ ૩ ॥ કલીકાલે એ પરવતસેંતિ, નિક-
સત કનકસુ સારા ॥ ઔષધીયાં પણ એ તી-
ર્થમાં, હોવત અતિહી ઉદારારે ॥ સ૦ ॥ ૪ ॥
ગ્રંથ્રપ શીતાનાલોદક ।ગરી, સ્નાન કરત ધરી
ધારા॥ પશુપક્ષિ પણ સેવત અહનિશ, વૃક્ષ
નમત અસરાલારે ॥ સ૦ ॥ ૫ ॥ વિશે ટુંકે વિશ

જિનેશ્વર, ચરણ યુગ્મ જુહારા ॥ રૂષભ નેમિ વાસુપૂજ્ય શ્રી વીરકી, દેહરી તીહાંશુભચારારે ॥ સ૦ ॥ ૬ ॥ વિચમેં શ્યામલા પાર્શ્વ બિરાજે, ગિરિમુગટ મનોહારા ॥ દેખતહી આણંદ હુવો મુજ, માનતહું ભવપારારે ॥ સ૦ ॥ ૭ ॥ કાલકરાલ પડચો મુજ કેડે, હજુઅ ન છોડતલાહરા ॥ અબ તુમ નાથ પસાય સેંતિ મુજ, બાજસે જીત નગારારે ॥ સ૦ ॥ ૮ ॥

## ॥ કલશ ॥

॥ સંવત[1] દર્શન વેદ નંદને ઇંદુ માઘ ઉજવલવરો, શુભ તિથિ રાકા સાર દિવસે ભેટચો ગિરિ અલવેસરો ॥ તપગચ્છ નભમાં દિનમણિ આનંદસૂરિઆનંદ ધરો, તસુશિષ્યનાયકલક્ષ્મિ વિજયો હંસ તસ સ્તવન કરો ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ શ્રી શિખરગિરિ સ્તવનં ॥

### ॥ રાગ હોરી ॥

એસી વિધ તેને પાઇરે કછુ કરણી કરજા

॥ એ ચાલ ॥

શિખરગિરિ સુખકારીરે, જાણી વીશજિણંદા ॥ શિ૦ ॥ એ આંકણી ॥ સાધુ સમુહ સ-

---

૧–સંવત ૧૯૪૬.

હિત ઈહાં આવી, સીધ્યા અણસણ પાલીરે । ટાલી ભવફંદા ॥ શિ૦ ॥૧॥ ચક્રિસગર છ ખંડ સુખ છાંડી, મુક્તિ વર્યા ઇહાં પ્યારીરે । મહા-મોટા મુણીંદા ॥ શિ૦ ॥ ૨ ॥ શાંતિનાથ સૂત રાજ ઋષીશ્વર, તે પણ રાજ્યને ટાલીરે ॥ ઇહાં હુવા યોગીંદા ॥ શિ૦ ॥ ૩ ॥ ઈત્યાદિક બહુ મુનિવર મોટા, પામ્યા ઇહાં ભવપારીરે ॥ હુવા શાંત જ્યું ચંદા ॥ શિ૦ ॥ ૪ ॥ રાય ધનપત-સિંઘ બહાદુર અંગના, રાણી મિના કુમારીરે ધારી હર્ષ અમંદા ॥ શિ૦ ॥ ૫ ॥ સંઘ સહિત શ્યામલા જિન પૂજી, હિરાજડીતસુપારી રે ॥ માની સુરતરૂકંદા ॥ શિ૦ ॥ ૬ ॥ મુક્તાફલ સ્વ-સ્તિકકે ઉપર, અતિ ઉત્તમ ફલ ધારીરે તસ હંસ ઠરંદા ॥ શિ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ શ્રી સમેતશિખરગિરિ સ્તવનં ॥

॥ લલીત ॥

॥ શિખર ગિરીશ ઇશ, તુમે, જિણંદ વીશ ॥ જાણી જગદિશ, ટાલો મુજ રિશ ॥ ૧ ॥ તમે દયાલલાલ, છો જગતપાલ ॥ કરીને મુજ ખ્યાલ, ટાલો દુખ જાલ ॥ ૨ ॥ હે દેવનારે દેવ, ઇંદ્રચંદ્ર સેવ, કરે નિત્ય મેવ, ટાલો ખોટી ટેવ ॥ ૩ ॥

વિદ્યાપતિ છતિ, તુમે કરી મતિ ॥ ટાલો દુર્ગતિ, માની મુજ નતિ ॥ ૪ ॥ હું અજાણ જાણ, તુમે પ્રભુ જ્યું ભાણ ॥ દ્યો દયાલ નાણ, ટાલો દુખ ખાણ ॥ ૫ ॥ અરેરે હું અનાથ, પડીયો ભવ-પાથ ॥ પકડી મુજ હાથ, રાખો પ્રભુ સાથ ॥૬॥ એ અર્જ સાંભળી, એટલે મલી ॥ લક્ષ્મી ભલી, આશ મુજ ફલી ઇતિ ॥ ૭ ॥

## ॥ લશ્કરમંડન શ્રી પાર્શ્વનાથ ॥ સ્તવનં ॥

॥ તુમ ચિદ્દઘનચંદ આનંદલાલ ॥ એ ચાલ ॥

પ્રભુ તેવીશમા જિનરાજ નાથ તોરા દર્શ-નકી જાઉંવારી ॥ નાથ તો૦ ॥ એ આંકણી ॥ સહેર લશ્કરમાં મંદિર સોહે, સાફ બજારમેં ભારી ॥ પ્ર૦ ॥ ૧ ॥ આરસ ઉપર ચિત્રકી ર-ચના, કોરી કરી હેમ ઢારી ॥ પ્ર૦ ॥ ૨ ॥ હેમ બીલોર અકીકસેં જડીયો, મંડપહે મનોહારી ॥ પ્ર૦ ॥ ૩ ॥ આબુ અચલ સિદ્ધાચલ રૈવત, નંદીશ્વર છબ પ્યારી ॥ પ્ર૦ ॥ ૪ ॥ અષ્ટાપદ સમેત શિખરકા, પટકી શોભા સારી ॥પ્ર૦॥૫॥ એ ષટ્ તીર્થકુ વંદિ પ્રાણિ, વેગેદીયે દુખ ડારી ॥પ્ર૦॥ ૬ ॥ મૂલનાયક શ્રી પાર્શ્વજિનેશ્વર, કયા

તારીફ તુમારી ॥ પ્ર૦ ॥ ૭ ॥ શ્યામલી મૂર્તિ ભવભય હરતી, દીસે છે અવિકારી ॥ પ્ર૦ ॥ ૮ ॥ હંસ તુમારે ધરણે બેઠો; માગે છે ભવપારી ॥ પ્ર૦ ॥ ૯ ॥

## ॥ શ્રી લશ્કરમંડન શાંતિનાથ ॥ સ્તવનં ॥

॥ રાગ કાલિંગડો ॥

॥ સઠ કર્યું તેને કુગુરુકો સાંગ ધર્યો ॥ એ ચાલ ॥

॥ મુજે શાંત વદન જિન શાંતિ મીલ્યો ॥ મુ૦ ॥ એ આંકણી ॥ શરણાગત પારેવો સાહેબ, તુમ ચરણાંમાં આવી અડચો ॥ મુ૦ ॥ ૧ ॥ પ્રાણ સાટે પ્રભુ રાખ્યો પાસે, શ્યેન થકી તે નાંહી ડર્યો ॥ મુ૦ ॥ ૨ ॥ ઇત્યાદિક અવદાત તુમારા, દેખતહી સુર પાય પડચો ॥ મુ૦ ॥ ૩ ॥ અભયદાન પૂર્વે તુમે દીધાં, આભવ શિવ સુખ સહેજ વર્યો ॥ મુ૦ ॥ ૪ ॥ દાદાવાડીમાં દેવલ જિનકો, દેખતહી મુજ પાપ ટર્યો ॥ મુ૦ ॥ ૫ ॥ તિહાં દાદા જિનદત્તસૂરિના, ચરણાંબુજથી ચિત્ત ઠર્યો ॥ મુ૦ ॥ ૬ ॥ તપગચ્છ ગગનમંડલની માંહી, આનંદસૂરિ આનંદ કર્યો ॥ મુ૦ ॥ ૭ ॥ તસ લઘુનંદન હંસ કહતહે, ઘો શિવ લક્ષ્મી કાજ સર્યો ॥ મુ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

# ॥ મોરારછાવણી મંડન શ્રી
# ॥ પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ રાગ વડસા ॥

નાથકેસેં ગજકો બંધ છુડાયો ॥ એ ચાલ ॥

ચિંતામણિ તુમ દર્શનકું મેં આયો, મુજે પુણ્ય ઉદયસેં પાયો ॥ ચિં૦ ॥ એ આંકણી ॥ મુદ્રા દેખકે મન લોભાયો, ગુણગણ લેશ મેં ગાયો ॥ સબ ગુણકો કોઇ પાર ન પાવે, એહી અજબ દિખાયો ॥ ચિં૦ ॥ ૧ ॥ મારે રાગદ્વેષ તુમને પ્રભુ, મહા મોહ ગભરાયો ॥ કેવલજ્ઞાન દિવાકર થઇ પ્રભુ, સાચો માર્ગ બતાયો ॥ ચિં૦ ॥ ૨ ॥ તુમ વિના કાલ અનાદિ મુજકુ, કુગુરૂ બહુ ભરમાયો ॥ પૂર્ણ પ્રકાશી વિણ કુણ સાહિબ, અખુટ દીયે દરમાયો ॥ ચિં૦ ॥ ૩ ॥ ઈંદ્ર ચંદ્ર નાગેંદ્રો કરકે, તું પ્રભુ બહુત પૂજાયો ॥ અજબ કીયો ઉનદેવોને પણ, અપનો મેલ મિટાયો ॥ ચિં૦ ॥ ૪ ॥ છાવણી મોરાર મંડન સ્વામી, પાર્શ્વનાથ કહાયો ॥ હંસ તુમારો દર્શ કરીને, મનમાં બહુ હર્ષાયો ॥ ચિં૦ ॥ ૫ ॥

---

# ॥ ગવાલીયર મંડન શ્રી પાર્શ્વનાથ ॥ સ્તવનં ॥

॥ રાગ ખમાચ ॥

॥ માન તું કાયપેં કરતા ॥ એ ચાલ ॥

ચેતન તું કયા ફિરે રૂલતા, વંધ સદા પ્રભુ પાર્શ્વ, ચેતન૦ ॥ એ આંકણી ॥ સમકીત શુદ્ધ કરણી પ્રભુ વરણી, જિન પ્રતિમા હૃદય ધરતા ॥ સુરનર કિન્નર નૃપ વિદ્યાધર, પ્રભુ સ્નાત્ર કરતા ॥ વં૦॥૧॥ જંઘાચારણ વિદ્યાચારણ, ભગવતી પાઠ હૃદય ધરતા ॥ જાય નંદીશ્વર દ્વીપ મુનીશ્વર, ભવસાયર તરતા ॥વં૦ ॥૨॥ રાયપસેણી ઉવાઇ ઉપાશક, જ્ઞાતા દેખ હૃદય ઠરતા ॥ દેવ દ્રોપદી અંબડ આનંદજો, મહાનંદ વરતા ॥ વં૦ ॥ ૩ ॥ઇત્યાદિક સૂત્રોકીરાહપર, મેં સાહેબ હરદમ ચલતા ॥ આયાહું વંદનકે કાજ, આતમ મેરા ઠરતા ॥ વં૦ ॥ ૪॥સહેર ગવાલ્યર દેવલ માંહી, પાપ પડલ પૂરણ હરતા ॥ પાર્શ્વનાથ ગુણગણ સરોવરમેં, હંસ રહે ફીરતા ॥ વં૦ ॥ ૫ ॥ ઇતિ ॥

---

# ॥શ્રી સૌરીપુર મંડન નેમિનાથ
# ॥ સ્તવનં ॥

॥ મારા સ્વામી મુજને તારોરે વીર જિણંદા ॥
॥ એ દેશી ॥

મારાં પાતીકડાં નીવારોરે નેમિ જિણંદા, મેંતો શરણુ લહ્યો છે તુમારોરે કટો ભવ ફંદા ॥ એ આંકણી ॥ વાલારે મારા શૌરીપુર શ્રૃંગાર, તીહાં કલ્યાણક દોય ધારરે ॥ નેમિ० મારાં० મેંતો० ॥ ૧ ॥ વાલારે મારા કૃષ્ણકાર્તિક તિથી સારી, ચવીયા દ્વાદશીયે સુખ કારીરે ॥ નેમિ० મારાં० મેંતો० ॥ ૨ ॥ વાલારે મારા માતાજી સ્વપ્ન નિહાલે, રીષ્ઠનેમિ ચક્ર સંભાલેરે ॥ નેમિ० મારાં० મેંતો० ॥ ૩ ॥ વાલારે મારા તેહ તણે અનુસાર, ઠવીયું નામ તદા ઉદારરે ॥ ને० મા० મે० ॥ ૪ ॥ વાલારે મારા શ્રાવણમાસસુસાર, ઉજ્વલ પંચમીયે નિરધારરે ॥ ને० મા० મેં० ॥૫॥ વાલારે મારા જન્મ્યા નેમિ કુમાર, હર્ષ્યા ત્રિભુવન જન અપારરે ॥ ને० મા० મેં० ॥ ૬॥ વાલારે મારા દીક્ષા અવસર જાણી, બોલ્યા લોકાંતિક સુર વાણીરે ॥ ને० મા० મેં० ॥ ૭ ॥ વાલારે મારા તીર્થ પ્રભુ વરતાવો, રૂડી સંયમ શ્રી દીપાવોરે ॥ ને० મા० મેં० ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ કંપીલપુર મંડન શ્રી વિમલનાથ ॥ સ્તવનં ॥

॥ સખી મેં તો વીનય પીછાનારી ॥ એ દેશી ॥

સખી હું તો બહુ સુખ પાયોરી, વીમલ જિન નાથથી, હું તો બ૦ ॥ એ આંકણી ॥ કંપીલપુરમાં ચાર કલ્યાણક, દેખી દીલ હર્ષાયોરી ॥ સ૦ વી૦ ॥ ૧ ॥ વૈશાખસુદ દ્વાદશીયે ચવીયા, સુરપતિ શિર નમાયોરી॥ સ૦ વી૦॥૨॥ માઘસુદિ ત્રિતીયા દિન જન્મ્યા, સુરગિરિ સ્નાત્ર કરાયોરી ॥સ૦ વી૦॥ ૩॥ ઉજ્વલ માઘની ચોથે દીક્ષા, મનપર્યવ જ્ઞાન જાયોરી ॥સ૦ વી૦ ॥૪॥ પોસશુદિ છઠને દિન કેવલ, લક્ષ્મીવાન્ કહાયોરી ॥ સ૦ વી૦ ॥૫॥ ઇતિ ॥

## ॥ છત્રબાગ મંડન શ્રી આદિનાથ ॥ સ્તવનં ॥

સિદ્ધ ચક્ર પદ વંદોરે ભવિકા૦ ॥ એ ચાલ ॥

॥ ગુણી જન છત્ર બાગ જાઇ વંદો। મરૂદેવાજીકા નંદોરે ॥ ગુ૦ ॥ એ આંકણી ॥ ત્રિભુવન તિલક સમા પ્રભુજીકો, પુણ્યે મીલ્યો સંયોગ॥ દ્રવ્ય ભાવસેં દેખો જિનકો। દૂર હુવા

સબ રોગરે ॥ ગુ૦ મ૦ ॥૧॥ મોક્ષ માર્ગ દેખા-ડણ ભવિકું । સંયમ લીયો જિનરાજ ॥ શર-ણાગત રક્ષક હે સાહિબ ॥ તારણ તરણ જહા-જરે ॥ ગુ૦ મ૦ ॥ ૨ ॥ તીન છત્ર શિર ઉપર સોહે । ભામંડલ મન મોહે ॥ જગ બાંધવ વસીયા નહી કોહે। પડીયા નહી દુઃખ દ્રોહે રે ॥ ગુ૦ મ૦ ॥ ૩ ॥ સૂરિ શ્રી જિનદત્ત પ્રતિષ્ઠિત, મૂર્ત્તિ લાગત પ્યારી ॥ કર્માષ્ટક કંથા દુર કરકે । લેવે સેવક તારીરે ॥ ગુ૦ મ૦ ॥ ૪ ॥ રત્નસુવર્ણ રજતમય પ્રભુકે । બિંબ તિહાં હે અનેક ॥ તેહના ચરણ કમલ ફરસનસેં । લહે સુખ હંસ-જ્યું[1] છેકરે ॥ ગુ૦ મ૦ ॥ ૫ ॥

## ॥ કીર્તબાગ મંડન શ્રી વાસુપૂજ્ય પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ જીયા ચતુરસુજાન । નવ પદકે ગુણ ગાયરે ॥
॥ એ ચાલ ॥

॥ ભવી ધરો જિન ધ્યાન। કીર્તબાગ બીચ જાયરે ॥ એ આંકણી॥ કીર્તબાગના દેવલમાંહી મૂર્ત્તિ દોય દીલ લાયરે ॥ ભ૦ ॥ ૧ ॥ વાસુપૂ-જ્યને પાર્શ્વ પ્રભુ તીહાં । કસવટી મય ઠાયરે

---

૧ ચતુર.

॥ ભ૦ ॥૨॥ શ્યામલી મૂર્ત્તિ અમી બહુ ઝરતી। દેખત મન ઉલ્લસાયરે ॥ ભ૦ ॥ ૩ ॥ ધર્મ ધુરંધર ધર્મ પ્રભુકા। ધર્મી દિલકે ધરાયરે ॥ ભ૦ ॥૪॥ કર્મ અનલ શીતલ ઝટ કીનો। શમરસ સજલ છટકાયરે ॥ ભ૦ ॥ ૫॥ ત્રિભુવન પૂજ્ય વાસુ-પૂજ્ય દેવે। જ્ઞાનવર્ણ મીટાયરે ॥ ભ૦ ॥ ૬ ॥ પાર્શ્વ શ્યામલા શ્યામતા ફેડી। હંસ દે ઉજ્વલ બનાયરે ॥ ભ૦ ॥ ૭॥ ઇતિ ॥

## ॥ અજીમગંજ મંડન શ્રી નેમિનાથ

## ॥ સ્તવનં ॥

॥ ધાર તરવારની સોહિલી દોહિલી । ચૌદમા જિન-
તણી ચરણ સેવા ॥ એ દેશી ॥

॥શ્રી નેમિજિન નાથનો સાથ સાચો ખરો। દીલ ધરો પ્રાણીયા પ્યાર લાવી ॥ જ્ઞાન તિથિ જાણ અજ્ઞાન નિવારણી। માસ શ્રાવણ તણી સરસ ધ્યાવી ॥ શ્રી૦ ॥ ૧ ॥ શુકલ પંચમી પ્રભુ નેમિ જન્મ્યા જસ। કાંતિ કર્મનીય કાલી કહાઇ ॥ જેંસિ કસ્તુરીકા કનીનિકા નેત્રમેં। મીરચ ભોજન વિશે સરસ ભાઈ॥ શ્રી૦ ॥૨॥ ઇષ્ટ અનિષ્ટ વિયોગને યોગના। યથા સંખ્યે કરી દુઃખ હઠાવે ॥ શોક કુયોગને રોગ નિવારણી।

દેખી જસકાંતિ સંતોષ થાવે ॥ શ્રી૦ ॥ ૩ ॥ ધન્ય તે લોકની દૃષ્ટિને સ્પષ્ટથી । જેહણે જન્મ મહોચ્છવ નિહાળ્યો ॥ ધન્ય રસનાજીકે ગુણ ગણ ગાઇયા । પાઇઆ જોગ પુણ્યેજ પાળ્યો ॥ શ્રી૦ ॥ ૪ ॥ ધન્ય તે કર્ણયુગ જન્મ વર્ણન તણા । જેહણે પ્યારથી વર્ણ ધાર્યા ॥ ધન્ય તે હૃદયને જેહના નામના । મંત્ર ધરી આપણા આત્મ તાર્યા ॥ શ્રી. ॥૫॥ અજિમગંજ ગંજિયો જાય નહિ જેહના । શિખરિ જ્યું શિખર તણે પસાયે ॥ તેહ પ્રભુ બાલ બ્રહ્મચારી કુમારના । પાય પ્રાસાદ આનંદ થાયે ॥ શ્રી૦ ॥૬॥ ઇતિ॥

## ॥ શ્રી કલકત્તા મંડન શાંતિનાથ

## ॥ સ્તવનં ॥

### ॥ ફાગ ॥

॥ શિતલ જિન દરબારરે જાઇ ખેલીયે હોરી ॥ એ આંકણી ॥ સંઘ સકલ મિલ દર્શન આયો । સહેર કલકત્તા ઉધ્યાનરે ॥ જા૦ શી૦ ॥ ૧ ॥ કોયલ ચિહું દિશિ ટહુકતીરે । બેઠી કર-તહે તાનરે ॥ જા૦ શી૦ ॥ ૨ ॥ જ્ઞાન ગુલાલ ઉ-ડાય મંડપમેં । કામ ક્રોધ તજી માનરે ॥ જા૦ શી૦ ॥ ૩ ॥ તપ જપ સંયમ ખપકર શ્રૃંગી ।

છાંટીયે કરણ કલ્યાણરે ॥ જા૦ શી૦ ॥૪॥ દાન અબીલ રકેબી ભરકે। શમરસ અરગજા કાનરે ॥જા૦ શી૦॥૫॥પંચ મહાવ્રત ચંદન ચરચો। રાખીને મન ઠાણરે ॥ જા૦ શી૦ ॥ ૬ ॥ તાલ મૃદંગ વાંસરી વીણા। કયા કરૂં ડફકા બ્યાનરે ॥ જા૦ શી૦ ॥૭॥ ગીત નૃત્યવાદીત્ર બજાવત। અનંત ફલ વ્યાખ્યાનરે ॥ જા૦ શી૦ ॥ ૮ ॥ બૌધ નૈયાયિક સાંખ્ય જૈમની। વૈસેષિક મત-વાનરે ॥ જા૦ શી૦ ॥ ૯ ॥ શિતલ જિન સેવા વિણ સુણજ્યો। નહિ શીતલ તુમ જ્ઞાનરે॥ જા૦ શી૦ ॥ ૧૦ ॥ શિતલ જિન સ્યાદ્વાદ દુગ્ધ રસ। હંસ જ્યું કરો તુમ પાનરે ॥ જા૦ શી૦ ॥૧૧॥

## ॥ ચંદ્રાવતી મંડન શ્રી ચંદ્ર પ્રભ ॥ સ્તવનં ॥

॥ રાગ હોરી ॥

॥ સાંવરો સુખ દાઇ, જાકી છબ વર્ણી ન જાઈ ॥ એ ચાલ ॥

સુણજ્યો તુમે ભાઇ, વાણી ચંદ્રપ્રભ ફર-માઇ ॥સુ૦॥ એ આંકણી ॥ ચંદ્રાવતીમેં ચાર કલ્યાણક, નારકને સુખદાઇ ॥ પ્રથમ ચવન તીન જ્ઞાન સહિતહે, ગુપ્ત ગર્ભ ધરે માઇ॥ હૃદ-

ચમેં અતિ ઉલ્લસાઇ ॥ સુ૦ ॥૧॥ દુસરા જન્મ કલ્યાણક મહોચ્છવ, મહસેનરાય કરાઇ ॥ ચંદ્ર સમાન પ્રભા દેખીને, ચંદ્રપ્રભનામ ઠાઇ ॥ નગરમેં બટત બધાઈ ॥ સુ૦ ॥ ૨ ॥ તીસરા દીક્ષા કલ્યાણક મહોચ્છબ, દેવ કરે તીહાં આઇ ॥ રાજ છોડ પ્રભુ જાય જંગલમેં, રૈયત રોવત ધાઈ ॥ રખો કોઇ પ્રભુકું મનાઇ ॥ સુ૦ ॥ ૩ ॥ ચોથા કેવલ જ્ઞાન કલ્યાણક, ચિહુંદિશિ ચામર ઢુલાઇ ॥ સમવસરણ બેઠે મહારાજા, ઈંદ્રાણી મંગલ ગાઇ ॥ વાણી ગણધરસેં ગુંથાઇ ॥ સુ૦ ॥ ૪ ॥ સમેતશિખર ગિરિવરકે ઉપર, કરી કર્મન્સેં લડાઇ ॥ કર્મરાય બલહીન ભયોહે, દેખત પ્રભુ ઠકુરાઇ ॥ તીહાં શિવ લક્ષ્મી પાઇ ॥ સુ૦ ॥ ૫ ॥

## ॥ કાસંબજાર મંડન શ્રી નેમિનાથ જિન સ્તવનં ॥

॥ રાગ ધનાશ્રી ॥

॥ અબ આવહી ગિરિજાનદે । મેરે નેમજીસેં કામહે ॥

॥ એ ચાલ ॥

મુજ તાર જિન બાવીસમા । પહોચાડ શિવપુર ધામરે ॥ એ આંકણી ॥ હું ભમ્યો બહુ સંસારમાં । વલી નગર ગામોગામરે ॥ વિડંબના

કરનાર મુજ । વલગી રહ્યો છે કામરે ॥ મુ૦ ॥ ૧ ॥ બ્રહ્મચારી ચક્ર ચૂડામણિ । તું રાખ મુજ મન ઠામરે ॥ પ્રભુ કરો એવી કૃપા જેથી । લહું સદા તુમ નામરે ॥ મુ૦ ॥ ૨ ॥ કાસંબજાર વિભુષણ । પ્રભુ નેમિ આગલ ગ્રામરે ॥ આલાપીને વિણા બજાવત । અનંતો મલે દામરે ॥ મુ૦ ॥ ૩ ॥ તેણે કારણે ગુણ ગાઇને । લહીયે સદા વિસરામરે ॥ જિન ચરણ કમલે હંસનીપરે । રાખી શુભ પરિણામરે ॥ મુ૦ ॥ ૪ ॥

## ॥ અથ ચંપાપુરી મંડન શ્રી વાસુપૂજ્ય જિન સ્તવનં ॥

॥ મરુદેવી માતા એમ આખે ॥ એ દેશી ॥

॥ અકંપા ચંપા પુરીનિવાસિ । વાસુપૂજ્ય જિન તિહાં અવિનાસી ॥ મલીયા મુજને દેવ જિનેશ્વર મલીયા૦ ॥ ૧ ॥ સતી સુભદ્રા જિહાં થઇ ખાસી । શેઠ સુદર્શન ગુણનો રાસી ॥ શીલવંત શિરદાર જિનેશ્વર શિ૦ ॥ ૨ ॥ વર્દ્ધમાન પ્રભુ તિહાં વિચરીયા । ભવ્ય જિવના મનોરથ ફલીયા ॥ તરીયા ગુણીજન લોક જિનેશ્વર તરી૦ ॥ ૩ ॥ તેહ નગરીના હતા યુવરાજા । પંચ કલ્યાણક મહોચ્છવ ઝાઝા ॥ દેવે કર્યા

તિહાં આય જિનેશ્વર દેવે૦ ॥ ૪ ॥ તેહ કારણથી તિર્થ એ તારૂં । જાણી આવ્યો તરવું માહરૂં ॥ તાર તાર વાસુપૂજ્ય જિનેશ્વર તાર૦ ॥ ૫ ॥ તુમે પ્રભુ મુજ મનડામાં વસીયા । યાત્રા કરણ ભવિ જીવ ઉલ્લસીયા ॥ તું પ્રભુ તારણહાર જિનેશ્વર તુ૦ ॥ ૬ ॥ બાલુચરથી સંઘ તુમારી । યાત્રા કરણ આવ્યો હિત ધારી ॥ શિવ લક્ષ્મી દિયો સાર જિનેશ્વર ॥ શિ૦ ॥ ૭ ॥

## ॥ અથ જંગીપુર મંડન શ્રી પાર્શ્વનાથ ॥ સ્તવનં ॥

॥ રાગ ચલત ॥

॥ રાખુંરે હમારા ઘટમાં । જિનરાજ નામ તેરારે ॥ એ ચાલ ॥

॥ આયોરે હું જંગીપુરમાં । સુણી પાર્શ્વબિંબ તેરારે આ૦ ॥ એ આંકણી ॥ તુમ દેવદેવ કેરા । મિટાવો ભવોભવ ફેરા ॥ કીજયો ઉદ્ધાર મેરારે ॥ આ૦ ॥ ૧ ॥ હજાર ફણસારી । ધરણેંદ્ર દેવ ધારી ॥ સેવા કરે તુમારીરે ॥ આ૦ ॥ ૨ ॥ સંગ્રામ રાજ કુલમેં । તુમ નામ ધારે સૂલમેં ॥ ભય જાય બિન મૂલમેંરે ॥ આ૦ ॥ ૩ ॥ અગ્નિ સમુદ્ર પડિયા । ગજરાજને પકડીયા ॥ તુમ નામે નાહિ નડિયારે ॥ આ૦ ॥ ૪ ॥ તુમ

નામે રાજ્ય પાવે। પદભ્રષ્ટ નિજપદઠાવે॥ લક્ષ્મી અપાર આવે રે ॥ આ૦ ॥ ૫ ॥

## ॥ સિંહપુરી મંડન શ્રી શ્રેયાંસજિન ॥ સ્તવનં ॥

॥ તુમે તો ભલે બિરાજોજી। શ્રી શ્યામલીયા મહારાજ શિખરપર ભલે૦ ॥ એ ચાલ ॥

॥ મુને ભવપાર ઉતારોજી । શ્રી શ્રેયાંસ જિનવર દેવ ॥ મુ૦ ॥ ૧ ॥ સિંહપુરીમાં ચાર કલ્યાણક । ચવન જન્મ વ્રત જ્ઞાન ॥ તેહનો અદ્ભુત મહિમા સાહિબ। મેં સાંભળીયો કાન ॥ મુ૦ ॥ ૨ ॥ બાગ બિચમાં મંદિર શોભે। જેહવું દેવ વિમાન ॥ દેખંતાં મન તૃપ્ત થાય છે । જેમ કરી અમૃત પાન ॥ મુ૦ ॥ ૩ ॥ મુલનાયક શ્રી ચંદ્રપ્રભુના । ચરણ કમલમાં ધ્યાન ॥ હંસ તણિ પરે હોજ્યો સાહિબ। જેમ આવે શુભ સ્યાન ॥ મુ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ અયોધ્યાજી મંડન શ્રી પંચપરમેષ્ટિ ॥ સ્તવનં ॥

॥ ખલક એક રેનકા સુપના। સમજ નર કો નહિ અપના ॥ એ ચાલ ॥

॥ વિનીતાનગરી હે સારી, વિનીત જન વાસ થિરકારી ॥ એ આંકણી ॥ તિહાં હુવા

પંચ મહારાજા । તેણે એ તિર્થ હે તાજા ॥ વિ૰ ॥૧॥ આદિ જિન અજિત અભિનંદન । સુમતિ અનંત જગમંડન ॥ ઈનોકા ઉગણીસ જાણો । કલ્યાણક ભાઈ તુમે માનો ॥ વિ૰ ॥ ૨ ॥ પંચ પ્રભુ પંચમી દેવે । ગતિગુણી લોક જેમ સેવે ॥ દયાલુ વિશ્વનાછેજી । શરિરીને શરણ દેજી ॥ વિ૰ ॥ ૩ ॥ કરૂં કયા પ્રાર્થના આજે । પોતે પ્રભુ તારવા કાજે ॥ પ્રવર્ત્યા છો વિભુ મેરા । જીનોંને કર્મ ઘઢ ગેરા ॥ વિ૰ ॥ ૪ ॥ રાય બુધસિંધકા નંદન । આયા ઇહાં સંઘ લેઇ વંદન ॥ સુધાસેં ઘોલકે મંદર । કરાયા હંસ જ્યું સુંદર ॥ વિ૰ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ અથ રત્નપુરી મંડન શ્રી ધર્મનાથ જિન સ્તવનં ॥

॥ રાગ ઈંદ્રસભા ॥

॥ રાજા હું મેં કોમકા । ઔર ઈંદ્ર હે મેરા નામ ॥ એ ચાલ ॥

॥ ધર્મનાથ જિન મેં તુમેરા । સદા ધરૂં દિલ ધ્યાન ॥ અર્જ સુણકે માહરી । પ્રભુ દિજ્યો અવિચલ જ્ઞાન ॥ ધર્મ૰ ॥ ૧ ॥ ચવન જન્મ દિક્ષા ઉર કેવલ । ચાર કલ્યાણક સાર ॥ રત્ન-

પુરીમેં ધારીયાં । પ્રભુ જગત્ જંતુ હિતકાર ॥ ધ૦ ॥ ૨ ॥ દો પરમાણુ પરુપિયે । તુમે પ્રત્યક્ષ ઉર પરોક્ષ ॥ તેમ વલી નવતત્વકી પ્રભુ । શ્રદ્ધાસેં કહ્યો મોક્ષ ॥ ધ૦ ॥ ૩ ॥ તુમ દર્શનકા સાર એ મેં । પાયા હે મહારાજ ॥ અબ એસી કૃપા કરો । પ્રભુ શિવ શ્રી પામું આજ ॥ ધ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ અથ બનારસ્સ મંડન શ્રી સુપાર્શ્વ પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ આજ જિરાજસેં પ્રિત લગાઇરે આ૦ ॥ એ ચાલ ॥

॥ પાર્શ્વ સુપાર્શ્વ દોય લાગે પ્રભુ પ્યારારે ॥ અન્ય દેવ સબ લાગે મોય ખારારે ॥ પા૦ એ આંકણી ॥ બનારસી નગરીમેં આનંદકારી । કલ્યાણક ચાર ચાર ધારારે ॥ પા૦ ॥ ૧ ॥ ચવન જન્મ દિક્ષા કેવલકા । મહોચ્છવ હુવા ઉદારરે ॥ પા૦ ॥ ૨ ॥ અદ્ભુત જ્ઞાનિ પાર્શ્વ પ્રભુને । જલતા નાગ ઉગારારે ॥ પા૦ ॥ સાતમા સુપાર્શ્વનાથ સ્વસ્તિક લંછન ધર । ગંગા કાંઠે જુહારરે ॥ પા૦ ॥ ૪ ॥ સમેતશિખર ગિરિવરકે ઉપર । કર્યા શિવલક્ષ્મિ સ્વિકારારે ॥ પા૦ ॥ ૫ ॥

# ॥ લખનૌ મંડન શ્રી સુબાહુ જિન ॥ સ્તવનં ॥

**થોડાસા જિવણા થોડી જીંદગાની કીસપર કરત ગુમાનારે ॥ એ ચાલ ॥**

॥ લખનૌમંડન સ્વામી સુબાહુ । દર્શન ભાગ્યસેં પાયારે ॥ અઢાઇસોં અભિષેક તિહાં મિલી । ઇંદ્રાદિકે કરાયારે ॥ લ૦ ॥ ૧ ॥ તે વર્ણવું ન્યારા ન્યારા કરી । શુભ ફલ કાજ સવાયારે ॥ બાસઠ[૬૨] ઇંદ્રોના બાસઠ વલી । સૂર્ય[૬૬] ચંદ્રના[૬૬] કહાયારે ॥ લ૦ ॥ ૨ ॥ છાસઠ છાસઠ સાથ વલી ચૌ । લોકપાલના[૪] ગીણાયારે ॥ ગુરૂ થાનીયા[૧] સામાનીક[૧] વલી । કટકપતી[૧] સુખ પાયારે ॥ લ૦ ॥ ૩ ॥ અંગરક્ષક[૧] પરચુરણ[૧] દેવો । પરખદા[૧] ત્રણ સુહાયારે એક એક અભિષેક કરીને । કર્મમેલને મિટાયારે ॥ લ૦ ॥ ૪ ॥ સોહમ[૮] ઇસાન[૮] ઇંદ્રાણીયે । આઠ આઠ કરાવાયારે ॥ અસુર[૧૦] નાગની[૧૨] ઇંદ્રાણીના । દશ દ્વાદશ ફરમાયારે ॥ લ૦ ॥ ૫ ॥ વ્યંતર[૪] જોતસી[૪] ઇંદ્રાણીયે । ચાર ચાર કરી ધ્યાયારે ॥ ઇણવિધસેં અભિષેક કરી નીજ । નિરમલ હંસ બનાયારે ॥ લ૦ ॥ ૬ ॥

# ॥ શ્રી હીરવિજય સૂરિ મહારાજકી લાવણી ॥

॥ વિજયહીર સૂરીશ્વરકા બહુ । ચમત્કાર સુણકે ચમકા ॥ જગત ગુરૂકી વાણી સુણકે । દયાધરમી અકબર બંકા ॥ એ આંકણી ॥ સભા બીચ બુલવાય આપકી । દુર કરી દિલકી શંકા ॥ દયાધર્મકા બાદસાહને । દીલવાયા સગલે ડંકા ॥ વિ૦ ॥ ૧ ॥ પર્યુષણકે આઠ દિન ઔર । ચાર દિન દુસરા મિલકે ॥ બારા દિનમેં જીવ ન મારે । મેરે રાજ્યમેં કોઇ ફીરકે ॥ વિ૦ ॥૨॥ સોનાકા હરફોંસેં ઉનકા । ફુરમાના લિખવાય દિયા ॥ ગુરૂ પાસસેં ઉઠ સાંઇને । બંદિ બંધન મોક્ષ કીયા ॥ વિ૦ ॥ ૩ ॥ નાના દેશકે નાના જાતી । રખે હુવેથે બહુ જંતુ ॥ ઘણે કોસકે તલાવ સેતી ॥ છોડ દીયે સગલે ગંતું ॥ વિ૦ ॥ ૪ ॥ તુષ્ટમાન હોકે અકબરને । કહા ગુરૂ તુમ મહા ત્યાગી ॥ લેતે નહી તૃણ માત્ર હમારા । કુછ તો લ્યો મુજસેં માગી ॥ વિ૦ ॥૫॥ આગ્રહ ઉસકા દેખ ગુરૂને । શહેર આગરામાંહિ બડા ॥ પુસ્તકકા ભંડાર કરાયા । હજુ તક બી વાંહી ખડા ॥ વિ૦ ॥ ૬ ॥ લુંપક ગચ્છકે મેઘજી

રીખને । આચાર્ય પદકુ છોડા ॥પચીસ યતિકી
સાથ આયકે । હીરસૂરિકું કર જોડા ॥ વિ૦ ॥
॥ ૭ ॥ દીક્ષા મહોચ્છવ હુવા ઉનોકા । બાદ-
સાહી બાજાં બજતે॥ધન્ય જીવ જો હોવે સોહિ।
એસે ગુરૂકું નહિ ત્યજતે ॥ વિ૦ ॥ ૮ ॥ એક
સમે બાદશાહકી અરજસેં । શાંતિચંદ્રકું વહાં
છોડા ॥ ઉસનેભી બહુ ચમત્કારસેં । દયા
ધર્મકે બીચ જોડા ॥ વિ૦ ॥ ૯ ॥ હજારીમલ
સુબેકી ઓરત । છોડ મોતી પરલોક ગઇ ॥
ઉપાધ્યાયકે પસાયસેં । ઓરત તો ફેર સજીવ
ભઇ ॥ વિ૦ ॥ ૧૦ ॥ બાદશાહકે મોતી દેકે ।
ફેર બી ઓરત લોપ હુઇ ॥ હજારીમલને કહી
બાત એ । બાદશાહકે પાસ જઇ ॥ વિ૦ ॥૧૧॥
બાદશાહ જબ બોલા ઉનકું । અદબી ખુદા
એહ સહી ॥ દુસરે દીન ગુરૂ પાસ જાયકે । બા-
દશાહને બાત કહી ॥ વિ૦ ॥ ૧૨ ॥ હમકું બી
દીખલાવો ગુરૂ કુચ્છ । ચમત્કાર મુજ પાસ રહી॥
ગુલાબ બાગમાં દીખ લાવેંગે। કહ્યા બાદશાહ
તુજકું તહીં ॥ વિ૦ ॥ ૧૩ ॥ ગુરૂ બેઠેહે જાય
બાગમેં । બાદશાહ પણ જાય મિલા ॥ ઇતનમેં
હુમાયુ પિતાકી । દેખલાઈ ઉસને લિલા ॥ વિ૦ ॥
૧૪ ॥ મેવા મીઠાઇ દેકે મિલકે । સૈન્ય સહિત

પ્રલોપ હુવા। બોલા બાદશાહ ગુરૂ કૃપા વિના। મિલે પિતા કહો કેસે મુવા ॥ વિ૦ ॥ ૧૫ ॥ અટકદેશ પર ચઢા બાદશાહ। બારા બરસ તક યુદ્ધ કરા ॥ તોબી કિલ્લા નહિ તુટતા। મલાણીચાને કલંક ધરા ॥ વિ૦ ॥૧૬॥ શાંતિચંદ્ર સેવડેકું બાદશાહ। કદંબ પોસીયાં કરતાહે ॥ ઉસસે એ ઘઢ નહિ તુટતા। અકબર કાન ન ધરતા હે ॥ વિ૦ ॥ ૧૭ ॥ શાંતિચંદ્રને કહા અકબરકું। જો તું કિલ્લા ચાહતા હે ॥ ચલ મેરી સંગ તુંહિ એકીલા। કેસે ઘઢ નહિ આતા હે॥ વિ૦ ॥ ૧૮ ॥ એક ફુંકસેં ખાઇ પુરકે। દુસરીસેં સબ સ્તંભ ધરે ॥ તીસરી ફુંકસેં ગોપુર તોડી। રાજાકું સ્વાધીન કરે ॥ વિ૦ ॥ ૧૯ ॥ અકબરને ફેર કહા ગુરૂકું। કુછ મેરીપર હુકમ કરો ॥ બાદશાહકું કહા ગુરૂને। મેરી બાતપર ખ્યાલ ધરો ॥ વિ૦ ॥૨૦॥ ગુરૂકી વાણી સુણી સાંઇને। ચૌદાકોટિકા કર છોડા ॥ ચિડિયાંકી જિભ્હાકું છોડકે। માન તુરકડેકા તોડા ॥ વિ૦ ॥ ૨૧ ॥ વર્ષ વર્ષમાં ષટ્ ષટ્ મહિના। અમારીકા ફુરમાન દીયા ॥ દિલ્લી જાય કે શાંતિચંદ્રને। હીરસૂરિકું ભેટ કીયા ॥ વિ૦ ૨૨ ॥ ઇત્યાદિક બહુ તીર્થોકા બી। ફુરમાના ગુરૂ પાસ રહા ॥

અડાવનમે પાટ પ્રભુકે। તપાગચ્છ અલંકાર કહા ॥ વિ૦ ॥૨૩॥ ઇનકી ચરણ પાદુકા સોહે। અજીમગંજ નગર મહીં ॥ ચિંતામણિ સ્વામી કે મંદિર । મહીમાકા કુછ પાર નહિં ॥ વિ૦ ॥ ૨૫ ॥ જો ભવી ભાવ ધરીને સેવે। તીસકા દારિદ્ર જાય વહી ॥ સુખ સંપત્તિ સૌભાગ્ય વધે વલી। પામે લક્ષ્મી અખુટ ગ્રહી ॥ વિ૦ ॥૨૫॥ ન્યાયાંભોધિ આનંદસૂરિના । લક્ષ્મીવિજય પંડિત ભયા ॥ તસ ચરણાંબુજ હંસ ચાહતહે। એસે ગુરૂકી પૂર્ણ દયા ॥ વિ૦ ॥ ૨૬ ॥

## ॥ શ્રી પાવાપુરી મંડન વીર જિન સ્તવનં ॥

### ॥ રાગ કેરબો ॥

॥ ભલાજી મેરો નેમ ચલ્યો ગિરનાર ॥ એ ચાલ ॥

ભલાજી મેરા વીર ગયા નિરવાણ। એકિલા હોય કે ॥ મેરા વીર ગયા નિર્વાણ ॥ એ આંકણી ॥ ગૌતમ ગણધર સોચ કરતહે। ભલાજી મેરા કોણ હોસે આધાર ॥ એ૦ ॥ ૧ ॥ ઈંદ્રભુતી નામે કરી મુજને। ભલાજી કોણ બોલાવસે ધરી પ્યાર ॥ એ૦ ॥ ૨ ॥ વિનય કરી તુમ વિન કીસ આગે। ભલાજી પ્રશ્ન કરૂં જાઇને

ઉદ્દાર ॥ એ૦ ॥૩॥ વીરવીર કરતો ઇમ ગૌતમ । ભલાજી વિતરાગ થઇ ગયો લાર ॥ એ૦ ॥૪॥ પાવાપુરીમાં વિર પ્રભુનું । ભલાજી સરોવર બીચ દેવલસાર ॥ એ૦ ॥૫॥ જેમ માનસસર રાજ હંસલો । ભલાજી તેમ દેવલ શોભે શ્રીકાર ॥ એ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ શ્રી હથનાપુર તીર્થ સ્તવનં ॥

॥ ન્હાની વહુને પરઘર રમવાનો ઢાલ ॥ એ ચાલ ॥

॥ હથણાપુર તીર્થ અતિ મનોહાર । સેવો ભવિ ભાવ ધરીને ઉદ્દાર ॥ હ૦ ॥ એ આંકણી ॥ શાંતિ કુંથુ અરનાથ તિર્થંકર । ચક્રવર્ત્તી પદ ધાર ॥હ૦ ॥૧॥ કલ્યાણક ચાર ચારના ધારી । થયા ઇહાં હિતકાર ॥ હ૦ ॥ ૨ ॥ જ્ઞાન ધ્યાનના તાન થકી જેણે । તાર્યા નરને નાર ॥હ૦॥ ૩ ॥ દેશ દેશના સંઘ તેમની । યાત્રા કરે ધરી પ્યાર ॥ હ૦ ॥ ૪ ॥ એહ તીર્થ સેવે જે અહનિશ । તસ ઘેર લક્ષ્મી અપાર ॥ હ૦ ॥ ૫ ॥



# ॥ હસ્તિનાપૂર મંડન શ્રી શાંતિ કુંથુ અરનાથ જિન સ્તવનં ॥

॥ ચલિ બરાત સાથ સબ રાજે । રાજુલકો બ્યાહન આયે ॥ ચાલ લાવણીકી ॥

॥ ચલિ દિલ્લીસેં સાધુ શ્રાવકો હસ્તિનાગ-પુરમેં આયે । ચક્રવર્ત્તી શ્રીશાંતિકુંથુઅર જિન-વરકા દર્શન પાયે ॥ એ અંચલી ॥ ગંગા સિંધુ મધ્ય ખંડાદિક । ષટ્ ખંડ રાજ્ય છોડિ જાયે । દિક્ષા શિક્ષા દાયક જનકો । લેનેકા પ્રભુ મન લાયે ॥ ચલિ૦ ॥ ૧ ॥ હીરા પન્ના માણક મોતી । ત્યાગ દેખકે ગભરાયે । અંતે ઉર સબ મિલકે ઈનકા । રોવત રોવત ગછ ખાયે ॥ ચલિ૦ ॥ ૨ ॥ હમકુ તુમ મત છોડો પિયાજી । બેર બેર ઇમ મનવાયે ॥ હાથ જોડકે અરજ કરતહે । પ્રભુ મેહેલનમેં કયું નાયે ॥ ચલિ૦ ॥ ૩ ॥ દેઇ ઉપ-દેશ રાણી રૈયતકો । શેહેર બહારસેં ઉલટાયે ॥ નિકટ ભવીને જાણ લિયા તબ । કોઇ નહિ અપના થાયે ॥ ચલિ૦ ॥ ૪ ॥ ઇમ ચિંતવી એક એક પ્રભુ સંગ । સહસ જન લ્હારે ધાયે । સંયમ શ્રીપાઇ પ્રભુ સાથે । દેખ જગત્ જન હર્ષાયે ॥ ચલિ૦ ॥ ૫ ॥ ઇત્યાદિક ઇહાં બાર કલ્યાણક । તિન જિનેશ્વરકે ગાયે ॥ હંસ કહે

પારસ સમ ભૂમિ । સ્પર્શનસેં હમ ઉલ્લસાયે ॥ ચલિ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ અંબાલા મંડન શ્રી ચંદ્રપ્રભ શાંતિનાથ સ્તવનં ॥

॥ ગજલ ॥

॥ દિલ મેરા ડેલ ગયા રથકા શીરાના સુણકે ॥

॥ યહ ચાલ ॥

દિલ મેરા મોદ રહા દો મૂર્ત્તિ અંબાલે સુણકે। હોણે છમ છમ બજે ભકતોકેં બજાયે ઉનકે ॥ એ આંકણી ॥ ઉસમેં એકહી હે સ્ફટિકમય મૂર્ત્તિ સારી । માનુ દિલ ચંદ્રપ્રભાસેં નિકાલી ચૂનકે ॥ દિલ૦ ॥ ૧ ॥ પ્રતિમા શોભે શ્રીચંદ્રપ્રભજિન કેરી । સુરગુરૂ પણ ગુણકા પાર ન પાવે ગુણકે ॥ દિ૦ ॥૨॥ દુસરી રૂપામય મૂર્ત્તિ હે શાંતિકારી ! માનું એ બની હે મોતીયનકા પાણી પુનકે ॥ દિ૦ ॥ ૩ ॥ અચિરા નંદનકી પ્રતિમા દેખનસેં બુઝા । સય્યંભવ સૂરિ હુવા યજ્ઞ છોડ એ ફલ પુણ્યકે ॥ દિ૦ ॥ ૪ ॥ દશ વૈકાલિક નામા સૂત્ર ઇનોને બનાયા ॥ માનું એ બનાહે સિદ્ધાંતસારકો વુણકે ॥ દિલ૦ ॥ ૫ ॥ ઐસે જિનરાજ ચરણ કમલોમેં વાસા। લક્ષ્મી જ્યું હંસ ચાહત હે પ્રભુકો થુણકે॥ દિલ૦॥૬॥

# ॥ અંબાલામંડન શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવનં ॥

॥ રાગ ગજલ ॥

॥ શોભે સુપાર્શ્વનાથ અંબાલે મેરે । ગુણ-ગણ ગાઉં હું શરણ આકે પ્રભુ તેરે ॥ એ અંચલી ॥ સમતા દેખકે પ્રભુ ક્રોધ ન આયા તુજ નેડે । માનને માયા ઋજુતાસેં કદિ નહિ તુજ છેડે ॥ શોભે૦ ॥ ૧ ॥ નિર્લોભતા નાવા ઉપર ચઢકે શોભતેરે । તરીયા પ્રભુ તુરતજ લોભ સમુદ્રનેરે ॥ શો૦ ॥ ૨ ॥ મોક્ષ સંસાર રૂપ દુગ્ધ જલસેંરે । હંસ સમ સ્વામી જરૂર મોક્ષને લેરે ॥ શો૦ ॥ ૩ ॥

# ॥ જાલંધર મંડન શ્રી પાર્શ્વનાથ જિન સ્તવનં ॥

॥ મેરા લક્ષ્મણ બેટા તું ભાઇકે સંગ જાઈ ॥ એ ચાલ ॥

જીયા ભજલે પ્યારે પાર્શ્વનાથ થીર થાઇ । શેહેર જાલંધર બીચ જીનોકા, મંદિરકી છબ આઈ પ્યારે, પાર્શ્વ૦ ॥ એ અંચલી ॥ બાલપ-ણેમેં બનારસકે બહાર પ્રભુને જાઈ । પંચાગ્નિ તપ ધારી તાપસ । કમઠકો લિયા બુલાઇ પ્યારે પાર્શ્વ૦ જીયા૦ ॥ ૧ ॥ સુણ જોગી યહ કષ્ટ તુજકું

કિસને દિયા દિખાઇ ॥ દયા વિના કછુ કામ ન આવે ॥ ફોગટ જન્મ ગમાઇ પ્યારે પાર્શ્વ ॥ જીયા૦ ॥ ૨ ॥ કમઠ કહે સુણ રાજકુંવર તું । હમકો મતી ડરાઇ ॥ ગુરૂ હમારે વનવાસિ હે । પાસ ન જીસકે પાઇ પ્યારે પાર્શ્વ૦ ॥ જીયા૦ ॥૩॥ કુંવર કહે સુણ જોગી ભોલા, વનમેં ફલ ફૂલ ખાઇ । ધર્મ હોય તો હરિણ રોઝકું । કયું નહિ હોવત ભાઈ પ્યારે પાર્શ્વ૦ ॥ જીયા૦ ॥ ૪ ॥ નિરૂત્તર કર અગ્નિસેંતિ લકડા લિયા નિકલઃ-ઈ । નાગ નિકાલા જલતા બિચસેં, કાષ્ટ લઇ ફડવાઇ પ્યારે પાર્શ્વ૦ ॥ જીયા૦ ॥ ૫ ॥ સેવકસેં નવકાર સુણાકે, ધરણેંદ્ર પદદાઇ । પાર્શ્વકુંવ-રકી દેખ મહિમા । લોક ગયે ગુણ ગાઇ પ્યારે પાર્શ્વ ॥ જીયા૦ ॥ ૬ ॥ દાનેશ્વર હુઈ દિક્ષા પાઈ, કેવલ લહી ઠકુરાઇ । સમ્મેતશિખરપર મોક્ષ સધાયે । હંસ નમે ઇહાં આઇ પ્યારે પાર્શ્વ૦ ॥ જીયા૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ અમૃતસર મંડન શ્રી અરનાથ જિન સ્તવનં ॥

॥ મહબુબ જાની મેરા ॥ યહ ચાલ ॥

॥ પ્રભુ અર જિનવર મહેરબાની । મુજસેં જરૂર કરનાજી । મુ૦ । તુમ નાથ સદા બહુ બ-

લીયા । ભવસંકટ દુર હરના ॥ પ્ર૦ ॥ ૧ ॥ સંવત ઓગણીસ અઠતાળી। [1]રાધ માસ અનુસરનાજી ॥ સુદિ ષષ્ટી પ્રતિષ્ટા કીની । તિસકા કરૂં વરણા ॥ પ્ર૦ ॥ ૨ ॥ બિચ અમૃતસર દેસાંઇ । મહોચ્છવકા ફીરનાજી ॥ જયકાર હુવા બહુ તાંહિ । બલિ બાકુલકા ગિરના ॥ પ્ર૦ ॥ ૩ ॥ આનંદસૂરિ ઇહાં આયે । ઉનસેં સદા ડરનાજી। ઇસ વિધ ઢુંઢક જન બોલે । નહિ તો લિયો શરણા ॥ પ્ર૦ ॥ ૪ ॥ જિનધર્મ ઉદ્યોત કરીમેં। ચાહું સદા ઠરનાજી ॥ નિજ હંસ ઉજવલ બનાકે, શુભ માનસ તરના ॥ પ્ર૦ ॥ ૫ ॥

## ॥ જીરામંડન શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ ચાલ કંગણેકી ॥

॥ સબમેં જ્ઞાનવંત વડવીર ॥ એ રાહ ॥

ચિંતામણિ ઢુંઢતહો કયું ભાઇ (૨) ચિંતામણી પાર્શ્વજીરે મેં પાઇ ॥ ચિંતા૦ ॥ એ આંકણી ॥ અપૂર્વ એ ચિંતામણિ તુમ જાણો। એહમેં સંશય લેશ ન આણો । ચિંતનસેં અ-

---

૧ વૈશાખ સુદિ ૬.

ધિકફલ લ્યો ક્યાઇ ॥ ચિં૦ ॥ ૧ ॥ દેવાધિદેવ
પ્રભુ એ કહાવે। ઔર નહિ દેવ યહ પદ પાવે।
કામેષુ સેવે પ્રભુ પદ જાઇ ॥ ચિં૦ ॥ ૨ ॥ પ્ર-
કામ કામ પ્રમુખ જોઇનકે। શત્રુ સબ સબળ
પ્રભુકો ગિણકે। ગયે વોહ હૃદય કમલ ગભરાઇ
॥ ચિં૦ ॥ ૩ ॥ ઉનોકા પ્રભુ આગે નહિ ચાલે।
લગે તબ હમ ભકતોંકે લ્હારે। દિજો કોઇ સાર
ઉપાય દિખાઇ ॥ ચિં૦ ॥ ૪ ॥ પુણ્ય કારુણ્ય-
વંત સુખકારી। પ્રભુકા લીના શરણ મેં ધારી।
ચોમાસા રહા ચરણ બિચ જાઇ ॥ ચિં૦ ॥૫॥
[1]હંસ સમ ઉદય હુવે જબ સ્વામી। ઢુંઢક જન
ઘૂક ગયે ભય પામી। શરણાગતને લીયે ગુણ
ગાઇ ॥ ચિં૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ જૈપુર નિકટવૃત્તિ આમેર મંડન શ્રી ચંદ્રપ્રભસ્વામી સ્તવનં ॥

॥ રાગ જંગલો ॥

॥ જીયા તુંભિ કરલે અરજી સાચે દરબાર ॥ એ ચાલ ॥

॥ તારો પ્રભુ તારો મેરે દિનદયાળ ॥ દિ૦
॥ એ આંકણી ॥ આમેર શેહેર શોભે દેવલ ઉ-
દાર। ચંદ્રપ્રભનાથ તેરા અતિ મનોહાર। અતિ૦

૧ સૂર્ય.

॥ તા૦ ॥ ૧ ॥ જીત્યો મોહરાય પ્રભુ લેઇ વ્રત-સાર । અતિ અનુરાગી હુઇ સર્વ વિરતિ નાર । સ૦ ॥ તા૦ ॥ ૨॥ સદ્બોધ રહે સદા પ્રભુ તુમ લ્હાર । અંગ અંગી ભાવે સમ્યક્ દર્શન પ્રચાર ॥ દ૦ ॥ તા૦ ॥ ૩ ॥ પ્રશમ કવચ લિયાં ગલે બિચડાર । સંતોષ શિરસ્ત્રાણુ લિયા પ્રભુ ધાર ॥ લિ૦ ॥ તા૦ ॥ ૪ ॥ અપ્રમાદ સિંધુર ઉપર ચઢી હુવે ત્યાર । શુભ અધ્યવસાય રૂપી પદાતિ પરિવાર ॥ ૫૦ ॥ તા૦ ॥ ૫ ॥ ઇત્યાદિક ફોજ કેરા કરી વિસ્તાર, અમૂઢતા કુંતાગ્રેથી મારા મોહ ઠાર ॥ મા૦ ॥ તા૦ ॥ ૬ ॥ ધર્મરાય સૈન્યે હુવો જયજયકાર । હંસ કહે મેરા પ્રભુ મોહ દુર ટાર ॥ મો૦ ॥ તા૦ ॥ ૭ ॥ ઇતિ ॥

---

## ॥ શ્રી મેડતા મંડન સર્વજિનભુવન સ્તવનં ॥

### ॥ દેશી પાણીહારિની ॥

॥ ચૌદ જિનાલય વંદિયા સુખકારી હો લોલ । મેડતામેં જયકાર વાલ્હાજી ॥ મનોહર બિંબ શોહામણા સુખ૦ । ગુણ ગણકા નહિ પાર ॥ વાલ્હાજી ॥ ચૌ૦ ॥ ૧ ॥ પ્રભુજી પૂજાયે

કેસરે સુખ૦ । અન્યને ન ચઢે લગાર વા૦ ॥ ચંપક ચઢે પ્રભુ પાયમાં સુખ૦ । આકસું ધરે અન્ય પ્યાર ॥ વા૦ ॥ ૨ ॥ શાંત આકાર પ્રભુ તણા સુ૦ । અવરનો ક્રુર આકાર વા૦ ॥ સંપ્રતિ રાયે કરાવી છે સુ૦ । પ્રતિમા ઘણી મનોહાર ॥ વા૦ ॥ ૩ ॥ વિજયહીરસૂરીશની સુ૦ । મૂર્તિ શોભે ઉદાર વા૦ ॥ તપાગચ્છને ઉપાસરે સુ૦ । વંદિયે ભવિ નરનાર ॥ વા૦ ॥૪॥ એહ મેદનીપુરમાં થયા સુ૦ । લક્ષ્મીવિજય ગુરૂ સાર વા૦॥ તસ કિંકર કહે ચૈત્યના સુ૦ ॥ ગુણીજન કરીએ ઉદ્ધાર ॥ વા૦ ॥ ચૌ૦ ॥ ૫ ॥

## ॥ શ્રીફલોધિ પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ શ્રી અર્હન્ સ્વામી મેરા ॥ એ ચાલ ॥

॥ શ્રીફલોધિ પાર્શ્વ સ્વામી (૨) । દુઃખકો મિટાનારે ॥ શ્રીફ૦ ॥ ૧ ॥ પ્રભુ મારવાડમાં બિરાજો ॥ ૨ ॥ જેસે જગરાણારે ॥ તુમ મંદીર મેડતા નિકટે । જ્યું દેવ વિમાના ॥ શ્રીફ૦ ॥૨॥ એસે પ્રભુકે શિર હોયાં ॥૨॥ નહિ કોઇ દુખાનારે । પારસકે ફરસે લોહા। હોય કંચનવાના ॥ શ્રીફ૦ ॥૩॥ કયું આપ નિકટમેં હોતાં ॥ ૨ ॥ હમ હોત હેરાનારે । કયા ભાગ્ય હમારે ખોટે । જો હુવા

બહાના ॥ શ્રીકૃ૦ ॥ ૪ ॥ યહ અચરજકા કોઇ સ્વામી ॥૨॥ હોગા નિદાનારે । પણ મુજકું યહ નહિ દિશે । છારહા અજ્ઞાના ॥ શ્રીકૃ૦ ॥ ૫ ॥ અજ્ઞાન પ્રભુ મુજ મેરા ॥૨॥ કયા કહું સુજાનારે ॥ શ્રીકલ્પવૃક્ષકી આગે । મન વાંછિત માના ॥ શ્રી ॥ ૬ ॥ મેડતા મંડન ગુરૂરાયા ॥૨॥ લક્ષ્મી સુહાનારે ॥ તસ હંસ ચાહત પ્રભુ તેરા । ગુણ સદા ગાના ॥ શ્રી૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ શ્રી નાકોડા પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ રાગ કલ્યાણ, એક તાલ ॥

॥ નાચત સુર વૃંદ છંદ મંગલ ગુણગારી ॥ એ ચાલ ॥

॥ નાચત ધરણેંદ્ર સંગ પદ્માવતી પ્યારી ॥ દેવી૦ ॥ અંચલી ॥ કમઠાસુર ઉપસર્ગ દૂર । કરી પરે મેઘમાલી ક્રુર । ધરી પગે ઘુંઘરૂ નૂપુર । ગાવત ધ્વનિધારિ ॥ નાચ૦ ॥ ૧ ॥ શ્રી રાગને વસંતરાગ । ગાંધારાદિક ગાવે ફાગ । ષડ્જ દીપક કરી વિભાગ । નૈષધ મનોહારી ॥ નાચ૦ ॥ ૨ ॥ વીણા સારંગી સતાર સાર । વાજત હે દુકડા કરતાલ । ગાવતહે ગુણગણ અપાર । તાથેઇ થેઇકારી ॥ નાચ૦ ॥ ૩ ॥ શ્રીનાકોડાજી પાર્શ્વનાથ । આગે બહુ સાજ સાથ । ગાવતહે કરી છંદ ગાથ । ભક્તિ ધરી સારી ॥ નાચ૦ ॥૪॥

ઇમ જાણી નરનારી સંગ । જેસલમેરથી ધારી રંગ । યાત્રા કીની અતિ ઉમંગ । હંસે પદ-ચારી ॥ નાચ૦ ॥ ૫ ॥

## ॥ ઓસીયા મંડન શ્રી વીર જિન સ્તવનં ॥

॥ હોરી ॥

॥ કુગુરૂને કેસે ધુમ મચાઈ । નિંધા કરત શરમ નહિ આઇ ॥ યહ ચાલ ॥

॥ ઓસીયામેં દેવલ જુવો ભાઇ । વીર પ્રભુકા અતિ સુખદાઇ ॥ એ અંચલી ॥ કોરણીકી ધોરણીયુત દેખો । નાટકકી બહુ રચના બનાઇ ॥ ઓ૦ ॥ ૧ ॥ શિખરકી શોભા અપૂર્વહિ ભાલી । રંગમંડપ રંગ હિયે હર્षાઈ ॥ ઓ૦ ॥ ૨ ॥ વીર પ્રભુ પછે સીતેર (૭૦) વર્ષે । ઓશવાલ વંસ દિયા ઇહાં ઠાઈ ॥ ઓ૦ ॥ ૩ ॥ એહવા સૂરીશ્વર રત્નપ્રભ હુવા । તેહને પ્રભુકી પ્રતિષ્ઠા કરાઇ ॥ ઓ૦ ॥ ૪ ॥ જીર્ણ ઉદ્ધાર પ્રાચીન મંદિરકા । શ્રીસંઘને ઇહાં દીયા બનવાઇ ॥ ઓ૦ ॥ ૫ ॥ ઓગણીસેં એકાવન વર્ષે । ધજા ફાગણ સુદિ ત્રીજ ચઢાઇ ॥ ઓ૦ ॥ ૬ ॥ સાગરવર ગંભીર પ્રભુકા । હંસ હર્ષે ગુણ મુક્તા પાઇ ॥ ઓ૦ ॥ ૭ ॥

## ॥ નાગોર મંડન શ્રીઋષભદેવ સ્વામી સ્તવનં ॥

॥ યસોજી મહારાજ આયે ॥ એ દેશી ॥

મૂર્ત્તિ શ્રી ઋષભેષ પ્યારી । મેં તો નાગોર બીચ જુહારી ॥ મૂ૦ ॥ એ અંચલી ॥ કાંચન વર્ણ વિરાજે હે જસ । મહિમા અપરંપારી ॥ તિન કાલ ગુણ ગાવત જીસકે । ભાવધરી નર-નારી ॥ મૂ૦ ॥ ૧ ॥ રોગ શોક સબ દૂર કરે જસ । સ્નાનોદક સુખકારી ॥ દારિદ્ર ન રહે પાસે તિસકે । જો સેવે દિલધારી ॥ મૂ૦ ॥ ૨ ॥ શિવ પુરમેં પહોચાવે જલદી । જ્યું ઇહાંપર રેલ ગાડી ॥ જો નવી નિરખે ઇનકું તિસકે । શિર પડે કર્મ છારી ॥ મૂ૦ ॥ ૩ ॥ નવ પદમાંહે પ્રથમ પદમય । વર્ણવું કયા છબ ન્યારી ॥ જંબુદ્વિપમેં મેરૂકેસમ । શોભતહે ઉપકારી ॥ મૂ૦ ॥ ૪ ॥ રાય શ્રીપાલ રાણી મયણાકો । આગબોટ પરે તારી ॥ સંસાર સમુદ્ર તણે કાઠેપર । લિયે પ્રભુજીને ઠારી ॥ મૂ૦ ॥ ૫ ॥ એ વૃત્તાંત સુણીકે ઇહાંપર । મેં લાગા તુમ લ્હારી ॥ પ્રભુ હંસસમ ઊજવલહોનેકુ । અરજ કરૂં વારંવારી ॥ મૂ૦ ॥ ૬ ॥

# ॥ વિકાનેર મંડન શ્રી આદિનાથ સ્વામી સ્તવનં ॥

॥ રાગ સોરઠ ॥

॥ આદિ જિન પાયે રૂડી સિદ્ધિગતિ ॥ અક્ષય સુખ અનંતુ વિલસે । જાણે કોણ યતિ ॥ આદિ૦ ॥ એ અંચલી ॥ ધૃતસ્વાદ જ્યું અલખ ગતિ હે । પદવી પરમ છતી ॥ અનંત જ્ઞાન દર્શનમય પ્રભૂકો । ક્યું કર જાણે મતિ ॥આ૦॥ ૧ ॥ અચલ અકલ અમલ પ્રભૂજીકી । શોભા કરે સુરપતિ ॥ તુંહિ અવેદી અછેદી અખેદી। ગુણ કહું તેરા કતિ ॥ આ૦ ॥ ૨ ॥ નિરાકાર નિરાલંબ નિરાગી । તુમ દશા શોભતિ ॥ બર્ણ ગંધ રસ સ્પર્શ રહિત હે । હાસ્ય ન રતિ અરતિ ॥ આ૦ ॥ ૩ ॥ ભવ્ય જીવ મન વાંછિત પુરો । જેસે કલ્પલતિ ॥ મેંભિ ચાહત હું સાહેબજી । તુમસમો સોબતી ॥ આ૦ ॥ ૪ ॥ વિક્રમપુરનાહટાકી ગવાડે જિન ભૂવને રાજતિ । પ્રભુ મૂર્તિ દેખત તનમનસેં । હંસ કરત હે નતિ ॥ આ૦ ॥ ૫ ॥

---

## ॥ વિક્રમપુર મંડન શ્રી અજિતનાથ સ્તવનં ॥

॥ હે નાથ હમારા । વિતરાગ તોરે ગુણ ગાવું રે ॥ એ અંચલી ॥ અજિતનાથ પ્રભુ મુજ મન વસીયા । મનવાંછિત દાતાર ॥ તુમ ગુણકા કછુ પાર નહિ હે । કિમ પામું પ્રભુ પાર । મેં આશ ધરાવું ॥ વિત૦ ॥ ૧ ॥ શ્રેય રૂપ બલવંત તુંહિ હે । ભવદુઃખ ભંજનહાર ॥ આલ જાલ સબ દુર કરે તુંહિ । આનંદ હિયે હિતકાર । મેં શિર નમાવું ॥ વિ૦ ॥ ૨ ॥ તમ સ્તોમ ફેટન રવિ સમ તુંહિ । કર્મ કાષ્ટ અંગાર ॥ શિવ અંગનાકા પતિ તુંહિ હે । પાપ પડલ હરનાર, મેં ધ્યાન લગાવું ॥ વિ૦ ॥૩॥ શશાંક સમ ઉજ્વલ તુમ કીર્તિ । નયગમ ભંગઉદાર । ચાર નિખેપા તુમને ભાષ્યા, માનત નાહિ ગુમાર । મેં સત્ય સુણાવું ॥ વિ૦ ॥ ૪ ॥ વિક્રમ પુરમાં ચૈત્ય તુમારા । કોચર કેરી ગવાડ ॥ જગતગુરૂ શ્રી હીરવિજયકી । મૂર્તિ કુમતિ નસાડ । મેં આનંદ પાવું ॥ વિ૦ ॥ ૫ ॥ સુન્ય બાણ નિધિ કેવલ વર્ષે ૧૯૫૦ । જેષ્ટ શુક્લ સોમવાર । સપ્તમીકે દિન પ્રભુ ગુણ ગાયા । હંસવિજય ધરી પ્યાર । મેં તુમ ગુણ ચહાવું ॥ વિત૦ ॥ ૬ ॥

## ॥ નાલગામ મંડન શ્રી પદ્મપ્રભસ્વામી તથા નેમિનાથ સ્વામી સ્તવનં ॥

॥ ફુલોધિ વાલોરે ॥ એ ચાલ ॥

॥ દેવ જુહારો સબ જગ સારો । નાલ તુમે ચાલોરે ।॥ જિનવર દેવ જુહારો ॥ એ અંચલી ॥ દેવલ દિશે દીપતાં, કાંઇ દોય સંભાલોરે ॥ જિ૦ ॥ ૧ ॥ શિખર શોભે સુહામણાં, કાં ધ્વજ શણગારોરે ॥ જિ૦ ॥૨॥ પ્રથમ દેવલમાં નાથકા। કાંઈ ચરણ પખાલોરે ॥ જિ૦ ॥ ૩ ॥ પદ્મપ્રભુ પૂજિ તુમેં । કાંઇ નિજ મલ ટાલોરે ॥ જિ૦ ॥ ૪ ॥ મંદિર દુજે દીપતો । કાંઇ નાથસુકાલોરે ॥ જિ૦ ॥૫॥ બ્રહ્મચારી ચૂડામણિ । કાંઇ દિશત બાલોરે ॥ જિ૦ ॥ ૬ ॥ નેમિનાથ નિર્ખિ કરી, કાંઇ બ્રહ્મ વ્રત પાલોરે ॥ જિ૦ ॥ ૭ ॥ સ્વચ્છ જગામેં શોભતિ, કાંઈ મંદિર માલોરે ॥ જિ૦ ॥ ૮ ॥ રાજહંસ પરે આતમા । કાંઇ તુમે ઉજ-વાલોરે ॥ ૯ ॥

## ॥ ઉદાસર મંડન શ્રી પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ સેવ સુપાર્શ્વ દેવ પ્રાણી ૨ જાણી ॥ એ અંચલી ॥ સમકીતકી કરણી હે સેવા ॥ ૨ ॥

ગુણગણકી કરનારરે ॥ સેવ૦ ॥ ૧ ॥ વીર પિ-
તાને સેવા કિની ॥ ૨ ॥ દશાશ્રુત નિરધારરે ॥
સેવ૦ ॥ ૨ ॥ જો સેવાકારકકું રોકે ॥ ૨ ॥ સો
રૂલતે સંસારરે ॥ સેવ૦ ॥ ૩ ॥ દેખ દેવ
સેવાકારકકું ॥ ૨ ॥ વીર ન રોકે લગારરે ॥
સેવ૦ ॥ ૪ ॥ રાયપસેણી સૂત્રમાં દેખો ॥ ૨ ॥
નાટકકે અધિકારરે ॥ સેવ૦ ॥ ૫ ॥ સમકિતધા-
રી ચોસઠ ઇંદ્રે ॥ ૨ ॥ સ્નાત્રક્રિયા ધરી પ્યારરે
॥ સેવ૦ ॥ ૬ ॥ અનંતા તિર્થંકર વચને ॥ ૨ ॥
નહિ નિષેધ વિચારરે ॥ સેવ૦ ॥ ૭ ॥ તેણે કા-
રણ ભ્રમજાલકું છોડી ॥ ૨ ॥ પૂજતહે નરના-
રરે ॥ સેવ૦ ॥ ૮ ॥ ગામ ઉદાસરકે શિર સુંદર
॥ ૨ ॥ મુગટ સમ મનોહારરે ॥ સેવ૦ ॥૯॥ શ્રી
સુપાર્શ્વજિનેશ્વરકેરા ॥ ૨ ॥ દેવલ દીપે અપારરે
॥ સેવ૦ ॥ ૧૦ ॥ માન સરોવરકે કાંઠેપર ॥ ૨ ॥
જ્યું શોભતહે મરાલરે ॥ સેવ૦ ॥ ૧૧ ॥

## ॥ ગામ ભિન્નાસર મંડન શ્રી પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ સહસ ફણા મોરા સાહેબા તોરી ॥ શ્યામલી
સુરત પરવારી જાવું રે ॥ એ ચાલ ॥

॥ ચિંતામણી પ્રભુ પાર્શ્વનાથ । તુમ મૂર્તિ
મેરે મન ઠાવું રે ॥ તુ૦ ચિં૦ ॥ એ અંચલી ॥

પિયુષમયિ કે કૃપારસમયિ । કર્પૂરમયિ દિલ લાવું રે ॥ ચિંતા૦ ॥ ૧ ॥ આનંદમયિ વા મહોદયમયિ । તત્વ જ્ઞાનમયિ ધ્યાવું રે ॥ ચિંતા૦ ॥ ૨ ॥ વિવિધ ભાવ ઉત્પાદક મૂર્તિ । દેખ દેખ ઉલ્લસાવું રે ॥ ચિંતા૦ ॥ ૩ ॥ અદ્ભુત એહ અનુપમ દેખી । દિલડા બિચ પધરાવું રે ॥ ચિંતા૦ ॥ ૪ ॥ ભિન્નાસરકે જિન ભુવનમાં । જાય પ્રભુ ગુણ ગાવું રે ॥ ચિંતા૦ ॥ ૫ ॥ ભાવ સ્નાન કરકે ઇણ વિધસેં । ઉજ્વલ હંસ બનાવું રે ॥ ચિંતા૦ ॥ ૬ ॥

## ॥ શ્રી જેસલમેર ચૈત્ય સ્તવનં ॥

॥ દેખાદે ડગરીયાં ॥ એ ચાલ ॥

॥ મારૂ દેખાદે ડગરીયાં ॥ ૨ ॥ મેં તો જાવું શ્રી જેસલમેર ॥ મારૂ૦ ॥ એ અંચલી ॥ રસ્તેમેં બહુ કાંટા ભાડા ॥ ૨ ॥ અટવી દિશે ચિહું ફેર ॥ મારૂ૦ ॥ ૧ ॥ ભુરઠ કાંકરા રેતકા ઢેરા ॥ ૨ ॥ પગધરૂં ખંખેર ॥ મારૂ૦ ॥ ૨ ॥ ઉત્તમ વૃક્ષકી છાયા ન દિસે ॥ ૨ ॥ છોટી ખડી હે બેર ॥ મારૂ૦ ॥ ૩ ॥ ભુલે ભટકતે તું નજરે આયો ॥ ૨ ॥ અબ મતિ કીજે દેર ॥ મારૂ૦ ॥ ૪ ॥ જેસલમેરમાં જાઇને પૂજું ॥ ૨ ॥ જિન

ચૈત્યો ભલી પેર ॥ મા૨૦ ॥ ૫ ॥ જગતગુરૂ
શ્રી હીર વિજયશ્રી ॥ ૨ ॥ મૂર્તિ દેખું બેરબેર
॥ મા૨૦ ॥ ૬ ॥ ભંડારમાં જઈ વંદસું ભાવે
॥ ૨ ॥ જૈન પુસ્તકકે ઢેર ॥ મા૨૦ ॥ ૭ ॥
લોદ્રવે પાર્શ્વપ્રભુજી સેવું ॥ ૨ ॥ કાઠીયા કરી દુર
તેર ॥ મા૨૦ ॥ ૮ ॥ હંસ કહે મેં ઇતના ચાહુ
॥ ૨ ॥ જિન ગુણ ગાવું સવેર ॥ મા૨૦ ॥ ૯ ॥

## ॥ લોદ્રવપુર મંડન શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તવનં ॥

### ॥ રાગ ઝિંદ કાફી ॥

॥ મુનિજન અર્ચન શુદ્ધ મન કરરે ॥ એ ચાલ ॥

ચિંતામણિ પાસ પજન કરરે । કરરે કરરે કરરે કરરે ॥ ચિંતા૦ એ અંચલી ॥ લોદ્રવપુર ભાલ તિલક સમાન । ચૈત્ય જ્યું મેરૂશિખરરે । અનુત્તર પંચ વિમાન આકારે । દેખત દિલ જાય ઠરરે ॥ ૪ ॥ ચિંતા૦ ॥ ૧ ॥ મૂલ મંદિર-મેં શ્રી પાર્શ્વચિંતામણિ । ચિંતા સકલકા હરરે । સહસ ફણા શોભે શિર જિનકે । દિન દિન રૂપ ત્રિધરરે ॥ ૪ ॥ ચિંતા૦ ॥ ૨ ॥ શ્યામલી સૂરત શોભત નિકી । કસ્તુરીકા માનું ધરરે । શ્વેત

સર્પ સેવક હે સાચો । નહિ કોઇને તસ ડરરે ॥૪॥ ॥ ચિંતા૦ ॥ ૩ ॥ અધિષ્ટાયક જેમ સઘલે ફરતો । વિઘ્ન સકલકો વિખરરે । પ્રભુ સેવક મનવાંછિત પૂરક । માનું દિયે શુભ વરરે ॥૪॥ ચિંતા૦ ॥ ૪ ॥ અંગી સુણી પચાસ હજારકી । સંઘે કરી અંગ ભરરે । હીરાદિક ઝવેરાત ભરેલી । યશ હોય તસ ઘર ઘરરે ॥૪॥ ચિંતા૦ ॥૫॥ રાજા ગજસિંહજીયે ચઢાવ્યો । હીરો જુવો તુમે નરરે । રૂપાતણા તેણે કીધાં કમાડો । ચોર હરિ ગયા ટરરે ૪ ॥ ચિંતા૦ ॥ ૬ ॥ અંધ સમાન થઈ તે આવ્યા । જેસલમેર નગરરે । જિનશાસન જયકાર થયો બહુ । ચમત્કાર બરોબરરે ૪॥ ચિંતા૦ ॥ ૭ ॥ તિન ગઢ સંયુત અષ્ટાપદકી । રચનાકે ઉપરરે । પંચસહસ્ર દ્રવ્ય ખર્ચે નિપન્યો । કલ્પવૃક્ષ દિયો ઘરરે ૪ ॥ ચિંતા૦ ॥ ૮ ॥ વિક્રમપુરકા સંઘકી સાથે । પેદલ રસ્તે ચલરે । દર્શન કરી પ્રસન્ન મન કીનો । પાપકર્મ ગયો જરરે ૪ ॥ ચિંતા૦ ॥ ૯ ॥ સંવત્ સુન્ય બાણ નિધિ શશધર ( ૧૯૫૦ ) । માસ રૂડો માગશરરે । ઉજ્વલ અષ્ટમી દિન દર્શનસેં । હંસ તું ભવજલ તરરે । ૪ । ચિંતા૦ ॥ ૧૦ ॥

---

# ॥ જેસલમેર મંડણ શ્રી વિમલનાથ જિન સ્તવનં ॥

॥ માતા મરૂદેવાનો નંદ, દેખી તારી મૂર્તિ મ્હારૂં મન લોભાણુંજી ॥ એ દેશી ॥

શ્રી વિમલનાથ ભગવાન દેખી । હર્ષી વંદે તુમકો નર નારીકા વૃંદ ॥ એ અંચલી ॥ ત્રિદશપતિસેં અધિક રૂપ હે। શોભા અપરંપાર । સોમપણા શશધરથી સુંદર। વર્ણવું વારંવાર ॥ શ્રી વિ૦ ॥ ૧ ॥ તિમિર રહિત તરણિસે જાદા । તેજ તપે સુખદાય । સ્વસ્તિક ચક્ર ધજાદિક લક્ષણ । સૂચવે ત્રિભુવનરાય ॥ શ્રી વિ૦ ॥ ૨ ॥ દોષ લેશસેં દુષ્ટ નહિહે । બાલપણે તુમ ટેવ । તેણે કારણ ઈંદ્રાદિક દેવો । બાલ થઇ કરે સેવ ॥ શ્રી વિ૦ ॥ ૩ ॥ ઘર બેઠે પણ કર્મ નિર્જરા । કરતા અહનિશ નાથ ॥ તોપણ દિક્ષા જગજન શિક્ષા । કારણ લે મુનિસાથ ॥ શ્રી વિ૦ ॥ ૪ ॥ આચાર્યે ગચ્છકે ઉપાસરે મેં । માસ રહિ શુભ ચાર ॥ વિમલનાથજીકે ગુણ ગાયે । હંસવિજય ધરી પ્યાર ॥ શ્રી વિ૦ ॥ ૫ ॥



## ॥ દેવીકોટ મંડન શ્રી ઋષભ દેવ સ્તવનં ॥

### ॥ રાગ રામકલી ॥

॥ આંગણે કલ્પ ફ્લ્યોરી હમારે માચી ॥ એ ચાલ ॥

આજ આનંદ ભયોરી, હમારે દિલ આજ આનંદ ભયોરી ॥ એ અંચલી ॥ દેવીકોટમેં દેવલ દેખી । જયજયકાર થયોરી ॥ હમારે૦ ॥ ૧ ॥ રવિસમ ઋષભપ્રભુકી પ્રતિમા । દેખત તિમિર ગયોરી ॥ હમારે૦ ॥ ૨ ॥ ત્રિદશપતિ અતિ હર્ષીત થાવે । નિર્ખીત રૂપ ચયોરી ॥ હમારે૦ ॥ ૩ ॥ અનેકાંત પ્રભુ વાણી પ્રકાશી । ગર્ભીત સપ્ત નયોરી ॥ હમારે૦ ॥ ૪ ॥ લક્ષ્મી વિજય મહારાજ પસાયે । હોવે જગત્ જયોરી ॥ હમારે૦ ॥ ૫ ॥

## ॥ વરમસર મંડન શ્રી પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ મહાવીર પ્રભુ ઘર આયે । ચંદનબાલા હર્ષાણી ॥ એ ચાલ ॥

હમ વરમસર ચલ આયે । વામાસુત દર્શન પાયે ॥ એ અંચલી ॥ પ્રભુ નીલ પદ્મ તનુ છાયા । એતો પૂર્વ પુણ્યસેં પાયા ॥ હમ૦ ॥૧॥

કદલીસમ કોમલ કાયા । લક્ષણસેં અંગ ભરા-યા ॥ હમ૦ ॥ ૨ ॥ પ્રભુ અધર ઓઠ સુહાયા । બિંબીસમ લાલ દિખાયા ॥ હમ૦ ॥ ૩ ॥ મુખ-શાંતસેં શશી હઠાયા । ઇંદ્રાણી મિલી ગુણ ગાયા ॥ હમ૦ ॥ ૪ ॥ દેવલ શ્રાવકને બંનાયા । લક્ષ્મીકા ફલ નિપજાયા ॥ હમ૦ ॥ ૫ ॥

## ॥ અમરસાગર મંડન શ્રી આદિનાથ ॥ સ્તવનં ॥

॥ આઇ ઇંદ્રનાર કરકર શૃંગાર ॥ યહ ચાલ ॥

॥ અમરસાગર જાઇ ભવિક સંગ । તિન દેવલમેં પ્રભુ ઋષભ ચંગ । આનંદ અંગધરી પૂજન કીનો ॥ અ૦ ॥ એ અંચલી ॥ તિન ભુ-વનમાંહિ તિન વસ્તુ સાર । જ્ઞાન દર્શન ચરણ તું ચિતમેં ધાર । ઇમ સુચવતાં મંદિર ઉદાર । જગ કે શૃંગાર માનુ મુગટ નગિનો ॥ અમર૦ ॥ ૧ ॥ આસપાસ બગીચા બિચ આનંદ । કરે આવી ઇહાં નરનારી વૃંદ । ગુણ ગાય પ્રભુકા સુખકા કંદ । જીમ શરદચંદ થકી આનંદ લીનો ॥ અમર૦ ॥ ૨ ॥ સરોવરકી પાલ દેવલની ભાલ । ધરી પ્યાર માનું બેઠે હંસબાલ । વાવ-ડીથી સાર ભરી કલસ ગાલ । પૂજક જનોએ આનંદ પ્યાલો પીનો ॥ અમર૦ ॥ ૩ ॥

# ॥ પાલીમંડન શ્રી નવલખા પાર્શ્વનાથ

## ॥ સ્તવનં ॥

### ॥ રાગ માઢ ॥

॥ નવલખા પાર્શ્વપ્રભુજી આજ મોય તારો તો સહી॥ તારો તો સહી મેરા સ્વામી તારો તો સહી ॥ નવ૦ ॥ એ અંચલી ॥ પાલી નગરમેં દેવલ સોહે થારો તો સહી । તસ આસપાસ દેહરીકી સુંદર લા'રો તો સહી । લારો૦ ॥ નવ૦ ॥ ૧ ॥ પુરૂષાદાનીય પાર્શ્વનાથ તું પ્યારો તો સહી ॥ મુજ આવાગમન કૃપાલ પ્રભુજી નિવારો તો સહી ॥ નિવા૦ ॥ નવ૦ ॥ ૨ ॥ હું અનાથ શરણે તુજ આયો નિહાલો તો સહી ॥ પ્રભુ તાત માત અરૂ ભ્રાત પરે દુખ ટારો તો સહી । ટારો૦ ॥ નવ૦ ॥ ૩ ॥ મેઘમાલીને મુસલ સમ જલ ધારો તો સહી ॥ પ્રભુ વર્ષાવી તુજ ધ્યાન નિવારણ હારો તો સહી ॥ હારો૦ ॥ નવ૦ ॥૪॥ તો પણ ધ્યાન સહિત જલ ભિતર સારો તો સહી। તું રાજહંસ પરે શોભ રહ્યો। હિતકારો તો સહી ॥ કારો૦ । નવ૦ ॥ ૫ ॥

# ॥ શ્રી વરકાણા પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ સદ્ગુરુને મોય ભાંગ પિલાઈ ॥ એ ચાલ ॥

॥ વરકાણા પ્રભુ પાર્શ્વજિનેશ્વર । ક્યા તારીફ તુમારી ॥ એ અંચલી ॥ સુરગણ ચૂડામણિ રૂચિરંગીત । ચરણ કમલ છબિ સારી ॥ વર૦ ॥ ૧ ॥ દુરિત કરી કેશરી સમ સ્વામી । જન્મ જન્મ સુખકારી ॥ વર૦ ॥ ૨ ॥ તુમ દર્શનસેં પાપ ગલત હે । અંજલીસેં જિમ વારી ॥ વર૦ ॥ ૩ ॥ બાવન જિન ઘર સંયુત સુંદર । દેવલહે મનોહારી ॥ વર૦ ॥ ૪ ॥ તુમ સેવક કર કમલે લક્ષ્મી । વસનેકી કરે ત્યારી ॥ વર૦ ॥ ૫ ॥

## ॥ રાણકપુર મંડન શ્રી આદીશ્વર ॥ ભગવાન્ સ્તવનં ॥

॥ ગિરનારિકી પહાડીપર કેસે ગુજરી ॥ એ ચાલ ॥

રાણકપુરકા દેવલ જન મનહારી ॥ મન૦ । રાણ૦ એ આંકણી ॥ સહસ આધક થંભેકી સુંદર । કયા વર્ણવું શોભા પ્યારી ॥ રાણ૦ ॥ ૧ ॥ અનાદિ મોક્ષ મહેલ પ્રાચીનકા । ટેકા દીયા માનું શણગારી ॥ રાણ૦ ॥ ૨ ॥ રંગ મંડપકી કોરણી નિરખી । તોરણકી કારીગરી સારી ॥ રાણ૦ ॥ ૩ ॥ ભવ સમુદ્રમાં ઝાજ તરીકે । દેવલ

દે ઝટપટ તારી ॥ રાણુ૦ ॥ ૪ ॥ બિચમેં નાવિકસમ નાથ બિરાજે । પહોચાવે ભવ જલ પારી ॥ રાણુ૦ ॥ ૫ ॥ લક્ષ્મીવિજય મહારાજ પસાયે, દેવલ દેખા સુખકારી ॥ રાણુ૦ ॥ ૬ ॥

## ॥ કોરટામંડન શ્રીપ્રથમ ચરમ જિન ॥ સ્તવનં ॥

॥ રાગ પીલુ ॥

મેરે જિનંદકી ધૂપસે પૂજા, કુમતિ કુગંધી દુર હરીરે

॥ યહ ચાલ ॥

॥ કોરટામેં દર્શન કરો ભાઇ । પ્રથમ ચરમ જિનકા સુખદાઈ ॥ એ અંચલી ॥ અદ્ભુત પ્રતિમા પ્રથમ જિન કેરી । કાઉસગીયા દોય સાથ ભલેરી । પ્રગટ હોત નહી લાગી દેરી । લાયે જમીનસે કાઢ ખોદકે ખાડકે । શ્રાવક ગુણ ગાઇરે ॥ કોર૦ ॥ ૧ ॥ દેશદેશાંતરમેં નહિ દેખી । ઐસી મૂર્ત્તિ ઇહાંપર પેખી । અન્ય કુદેવ દિયે ઉવેખી । એહિ દેવાધિદેવ કરો તસ સેવ । હૃદયમેં પધરાઇરે ॥ કોર૦ ॥ ૨ ॥ દુસરા દેવલ એહિ નગરમેં । શિખરબંધ દેખા શુભ કર્મેં । વીરપ્રભુ બેઠે પદ્દપરમે । હુઇ પ્રતિષ્ટા સાર સકલ સુખકાર । જગતિ આનંદદાઇરે ॥ કોર૦ ॥ ૩ ॥ વીરસેં સિતેર ( ૭૦ ) વર્ષ સુમારે । રત્નપ્રભ

સૂરિ દોય રૂપધારે। કીની પ્રતિષ્ટા ધરી બહુ પ્યારે । જિન શાસન શણગાર । ગુરૂ હિતકાર। સંત દિયા ફરમાઇરે ॥ કોર૦ ॥ ૪ ॥ મેં ભી યાત્રા ઇહાંકી કીની ।ઋદ્ધિ એહ અપૂર્વહિ લીની । માનું સુધા મેં ઘટ ઘટ પિની । લક્ષ્મીવિજય મહારાય । સુગુરૂકે પસાય । બાત યહ બન આઇરે ॥ કોર૦ ॥ ૫ ॥

## ॥ શ્રીઆબુગિરિ સ્તવનં ॥

॥ ડાસી તારો દીકરો દ્વારિકાં જાય છે ॥ એ દેશી ॥

॥ આબુગિરિ રાજનાં દેવલ વખણાય છે, મને દેખી લવું દેખી લવું થાય છે । આબુ૦ એ આંકણી ॥ સંસારી ઉપાધિ મને ગમતી રે નથી । દેવલમાં દિલ તણાય છે ॥ આબુ૦ ॥ ૧ ॥ દેરાણી જેઠાણીના [1]ગોખલાદિકની । કોરણી

---

૧ યદ્યપિ દેરાણી જેઠાણીના ગોખલાનો પ્રઘોષ પ્રચલિત છે તથાપિ આ બંને ગોખલા ઉપર નીચે મુજબ સુહડદેવીના નામનો લેખ કોતરેલો છે.

संवत १२९७ वैशाख वद १४ गुरौ प्राग्वाट ज्ञातीयचंड प्रचंड प्रसादमहं श्रीसोभान्वयेमहं । श्रीआसराज सतमहँ । श्रीतेजःपालेन श्रीमत्पत्तन वास्तव्यमोढ ज्ञातीयकाजाल्हण सुतक । आसासुतायाः ठक्कुराज्ञी संतोषाकुक्षिसंभूतायामहँ । श्रीतेजपाल द्वितीयभार्यामहँ । श्री सुहडादेव्याः ( श्रेयोर्थं ॥

અજબ ગણાય છે ॥ આબુ૦ ॥ ૨ ॥ આદિનાથ નેમિનાથ તણાં બે । દુનિયામાં દહેરાં પંકાય છે ॥ આબુ૦ ॥ ૩ ॥ એહવાં મંદિરનાં દર્શન કરતાં । પાપ પાતાલે જાય છે ॥ આબુ૦ ॥ ૪ ॥ ત્રિજીરે વાર ઇહાં યાત્રા કરીને । હંસ આનંદ અતિ પાય છે ॥ આબુ૦ ॥ ૫ ॥

## ॥ શ્રીભિલડીયા પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો ॥
॥ એ દેશી ॥

॥ સુણ પ્રાણી રે, ભિલડીયા પ્રભુ પાર્શ્વ જિનેશ્વર ભેટલે । જેમ જન્મજરા મરણ તણી વિપદા છે સગલી તે ટલે ॥ ॥ એ આંકણી ॥ જસ સેવા હેવા બહુ ધરતા । નરનારી ઇહાં આનંદ કરતા । પ્રભુ દર્શનથી દિલમાં ઠરતા સુ૦ ॥ ૧ ॥ પ્રભુ મંગલના ઘર છે પ્યારા । નેમ રાજુલ ચિત્ર અતિસારા । દેખી ઉત્તમ સંયમ-ધારા ॥ સુ૦ ॥ ૨ ॥ પ્રભુ પરમાનંદતણા કંદા । જેને છોડ દિયા જગકા ફંદા । લિયા કેવલ જ્ઞાન મહા નંદા ॥ સુ૦ ॥ ॥ ૩ ॥ પ્રભુ બોધ કરી સંયમ આપે । તે કર્મ કઠને પણ કાપે । સુખ-સંપદા હોય જેહના જાપે ॥ સુ૦ ॥ ૪ ॥ ત્રણ શિખર સહિત દેહરૂં દીપે । શોભાથી મેરૂ શિખર

જીપે । તસ તેજથી ચંદ્રાદિક છીપે ॥ સુ૦ ॥ ૫ ॥ તેહ મંદિરમેં પ્રતિમા સારી । મનવાંછિત પુરણ કરનારી । જ્ઞાન લક્ષ્મી દિયે અપરંપારી ॥ સુ૦ ॥ ૬ ॥

## ॥ પાલનપુર મંડન શ્રીપાર્શ્વનાથ ॥ સ્તવનં ॥

॥ હવે શક્ર સુઘોષા બજાવે ॥ એ દેશી ॥

પ્રલ્હાદન નામ વિહાર। શોભે દેવ વિમાન આકાર । તસ મધ્યે પ્રલ્હાદને કરતા, તેથી નામ અન્વર્થને ધરતા ॥૧॥ શ્રી પ્રલ્હાદન પ્રભુ પાસ। પાલણપુરમાંહે ખાસ । તસ મૂર્ત્તિ પ્રથમ નિપ-જાવી । રાણા પ્રલ્હાદને પધરાવી ॥ શ્રી૦ ॥ ૨ ॥ પ્રભુ સ્નાત્ર જલે તસ રોગ। ગયોને થયો સુખ સંયોગ । પ્રતિદિન ચોખા ઇહાં આતા। મઢક પ્રમાણ સુહાતા ॥ શ્રી૦ ॥ ૩ ॥ પ્રભુ ચોખાઇથી જીતાણા । માનું શરણે આવ્યા એમ જાણ્યા ॥ સોલ મણ સોપારી આતિ। દિન દિન એહવી છે ખ્યાતિ ॥ શ્રી૦ ॥૪ ॥ સુખપાલ ચઢી ઇહાં આતે ॥ ચોરાસી (૮૪) સેઠ ભલી ભાતે ॥ વિમાન ચઢી જેમ દેવ । ચૈત્ય વંદે આવી નિત્યમેવ ॥ શ્રી૦ ॥૫॥ જિનવાણી સુણે ગુરૂ પાસે। વંદિ ચરણ

કમલ ઉલ્લાસે । તે ચૈત્ય નવું નિપજાવે । સંઘ લોક મલી સુભ ભાવે ॥ શ્રી૦ ॥૬॥ ચાર માસ રહિ પ્રભુ શર્ણે । રજા લઉં છું હવે વિચરણે । સંઘ સાથે ઇહાંથી સધાસું । કહે હંસ સિદ્ધાચલ જાસું ॥ શ્રી૦ ॥ ૭ ॥

## ॥ પાલનપુરમંડન શ્રી શાંતિનાથ

## ॥ સ્તવનં ॥

॥ કૃપા કરોને ગોડી પાસજિનેશ્વર તુમ સાહેબ અંતરજામી ॥ એ દેશી ॥

પાલણપુરમાં શાંતિનાથ જિન, તારક હે ભવીજન કેરા ॥ એ અંચલી ॥ મોહ મહા મકરાકર મજન, દૂર કરી ટાલે ફેરા ॥ પાલ૦ ॥ ૧ ॥ દિનાનાથ દયાલ વિના કહો। કોણ ટાલે સંકટ ડેરા ॥ પાલ૦ ॥ ૨ ॥ વીર માની કોઇ હે જગદુજા । જિસને યહ સંકટ ખેરા ॥પા૦ ॥૩॥ દુઃખીત દુઃખ દૂર કરવામાં। સમર્થ છે સાહેબ મેરા ॥પાલ૦ ॥૪॥ હંસ કહે મેં ઇતના ચાહું। નિત્ય દર્શન પ્રભુજી કેરા ॥ પા૦ ॥ ૫ ॥

## ॥ અથ મેંત્રાણા મંડન શ્રી આદિનાથ લાવણી ॥

॥ ઋષભ જીણંદ વિમલગિરિ મંડણ, મંડણ ધર્મધુરા કહિયેં ॥ એ ચાલ ॥

॥ આદિનાથ સેવા કારણ ભવિ, કેસર ખુબ ઘસના ચાહિયેં ॥ માંહે બરાસ મિલાવી પૂજ્યકી, પૂજામેં વસના ચાહિયેં ॥ આદિ० ॥ ૧ ॥ શંકાદિક દૂષણસેંતી જન । જલદીથી ખસના ચાહિયેં ॥ જિન ફુલસેં પૂજી હૃદયમેં । ખૂબ તરે હસના ચાહિયેં ॥ આદિ० ॥ ૨ ॥ રથયાત્રાદિક કાર્ય કરણમેં, કમ્મરકું કસના ચાહિયેં ॥ ભવભ્રમણ મિટાવે ફંદમેં, ઔર નહિ ફસના ચાહિયેં ॥ આદિ० ॥ ૩ ॥ ગામ મેંત્રાણા માંહિ નાથકા, દર્શનકું ધસના ચાહિયેં ॥ હંસા સુણ મેરા તેરે નહિ, ઓર જગે નસના ચાહિયેં ॥ આદિ० ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રીપાટણ મંડન શ્રી શાંતિનાથ સ્તવનં ॥

॥ અપને પદકું તજકર ચેતન, પરમેં ફસના ના ચાહિયેં ॥ એ ચાલ ॥

॥ શાંતિનાથ મહારાજકું પ્રાણી, હૃદય ક-

મલ રખના ચાહિયેં ॥ એ તરણ તારણ હે વચનરસ, જિનજીકા ચખના ચાહિયેં ॥ શાંતિ૰ ॥૧॥ અન્યદેવ કામી ક્રોધીકું, ત્યાગકે દુર નખના ચાહિયેં ॥ કુણ શાંત વદન હે ઉસિકો, આપ જરૂર દેખના ચાહિયેં ॥ શાંતિ૰ ॥ ૨ ॥ પાંચમા ચક્રી સોલમા સ્વામી, દેખ હર્ષ લેના ચાહિયેં ॥ એ ષટ્ ખંડ છંડી બને મહા, યોગી નિરખ લેના ચાહિયેં ॥ શાંતિ૰ ॥ ૩ ॥ પાટણ શહેર ફોફલીયા વાડે, નાથ ઓલખ લેના ચાહિયેં॥ એ પરમ પ્રભુ હે ઈસીકા, નામકું લે રખના ચાહિયેં ॥ શાંતિ૰ ॥ ૪ ॥ શુભ ભાવ સમતાસેં જિનકા, રૂપ હૃદય લિખના ચાહિયેં॥ હંસા તેરેકું એસે જિનજીકા ગુણ શિખના ચાહિયેં ॥ શાંતિ૰ ॥ ૫ ॥

## ॥ અથ શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવનં

## ॥ લાવણી ॥

॥ અપને પદકું તજકર ચેતન, પરમેં ફસના ના ચાહિયેં ॥ એ ચાલ ॥

॥ શ્રીસંખેશ્વર પાર્શ્વનાથ ચેતન, દિલમે રહેના ચાહિયે ॥ એ અદ્‌ભુત ધ્યાની સરણ દાસ, જિનજીકા લેના ચાહિયેં શ્રી૰ ॥ ૧ ॥ કમઠ ધરણપતિ ઉપર જિનકી, તુલ્યદશા જોના

ચાહિયે ॥ એક દુખદાયી હૈ દુજાકૂં, સુખદાયી હોના ચાહિયેં ॥ શ્રી૦ ॥ ૨॥ યાદવજનકી જરા નિવારી, સોભી કહદેના ચાહિયેં ॥ એ ચમત્કારી હૈ ખરેખર, ખૂબ સમઝ લેના ચાહિયેં શ્રી૦ ॥ ૩॥ ચાર વાર ચેતનચલઆયા, અબતો અરજ કરના ચાહિયેં ॥ હંસાકૂં સાહેબ તુમારા, ચરણાંબુજ શરણા ચાહિયેં ॥ ૪ ॥

## ।ભોયણી મંડન શ્રીમલ્લિનાથ સ્તવનં।

॥ મીલપયોબેદ દુઃખ કાટણુહારા મી૦॥ એ દેશી ॥

પ્રભુ તુસી બેદ મલ્લિનાથ ઉદારા ॥ પ્રભુ તુસી૦ ॥ એ અંચલી ॥ તુજ સરીખો ધનવતરી દુજો । કોઇ ન જગમેં સારા॥ કર્મ રોગ દે કાટણ ખાતર । જાણુ સકલ ઉપચારા ॥ પ્રભુ૦ ॥ ૧ ॥ જીસ બુટીસેં તુસી પ્રભુજી। કર્મરોગ કરી ન્યારા ॥ સિદ્ધિ સૌધમેં જાકર બેઠે । સુખ અનંત તિહાં ધારા ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ તૈસી બુટી દિજયો અસાનુ । રોગ સકલ ક્ષયકારા ॥ દ્રવ્ય ભાવ દોય રોગ વિનાસી । મીલુ તુમ સંગ વિભુ પ્યારા॥ પ્રભુ૦ ॥ ૩ ॥ ભોયણી મંડન સાહિબ સચ્ચા । પ્રત્યક્ષ સુખ કરનારા॥ થોંડા સેવક હંસ કહતહે । મુજ પ્રભુ કીજયો ઉદ્ધારા॥ પ્રભુ૦ ॥ ૪ ॥ ઇતિ૦ ॥

# ॥ ભોયણી મંડન શ્રીમલ્લિનાથ

## ॥ સ્તવનં ॥

॥ પ્રાણી મારૂં મારૂં તું શું કરેરે ॥ એ ચાલ ॥

જીવ સારૂં નઠારૂં તું સું કરેરે । ધરી રાગને રોષ અપાર કાંઇ પ્રાણીયા । પજી લેને મલ્લિ-જિનનાથરે । તારો સુધરશે સંસાર કાંઇ પ્રાણી-યા ॥ ૧ ॥

॥ સાખી ॥

ભોયણિ મંડન નાથનો । મહિમા અપરંપાર ॥
દુનિયામાં પસરી રહ્યો । જલે તેલ બિંદુ જ્યું
લગારથી રે ॥
તારો સુધરસે સંસાર કાંઇ પ્રાણીયા ॥ જી૦

॥ સાખી ॥

ચાર કષાય પ્રતિમલ્લ છે । મદન બાણ ચૂરનાર ॥
ગજગામી વાંછિત દિયે । કામકુંભ પરે પ્રભુ
પ્યારથી રે ॥
તારો સુધરસે સંસાર કાંઇ પ્રાણીયા ॥ જી૦

॥ સાખી ॥

સરસ પ્રિયંગુ વર્ણ છે । દેણ તણો દેદાર ॥
વૈરૂટયા નાટક કરે । યક્ષ કુબેરના થેઇકારથીરે ॥
તારો સુધરસે સંસાર કાંઇ પ્રાણીયા ॥ જી૦

॥ સાખી ॥

હૃદય કમલમાંહંસ જ્યું । પ્રભુજી પરમ કૃપાલ ॥
રાખીને સુખીયા થજે । જેમ ભવસમુદ્રના
પારથીરે ॥
તારો સુધરસે સંસાર કાંઇ પ્રાણીયા ॥ જી૦



## ॥ અમદાવાદ મંડન શ્રીસંભવનાથ ॥ સ્તવનં ॥

રાગ ફાગ.

॥ જિતારિ રાય સુખ પાવેહે । જિ૦ ॥ એ અંચલી ॥ સંભવ જિનવર પુત્રને નિરખી । ગોદ બિચ પધરાવેહે ॥ જિતા૦ ॥ ૧ ॥ કબહિક શિરપર કબહી હૃદયમેં ॥ માણિક્ય ક્રીતરે લાવે હે ॥ જિતા૦ ॥ ૨ ॥ જ્ઞાનવાન્ પણ બાલ ચાલ-પણુ । લોકને પ્રભુજી દિખાવે હે ॥ જિતા૦ ॥ ૩ ॥ રત્ન જડિત ઘરમેં પ્રતિબિંબિત । ચંદ્રક્રી ગાડી બનાવે હે ॥ જિતા૦ ॥ ૪ ॥ સાટ માર સમ દેવો પાછલ । હાથી પરે પ્રભુ ધાવે હે ॥ જિતા૦ ॥ ૫ ॥ મિત્રરૂપ દેવોને ગેરી । રક્ષ રક્ષ ઉચરાવે હે ॥ જિ૦ ॥ ૬ ॥ કૃપાવાન્ પ્રભુજી નિજ હાથે । હેત કરીને ઉઠાવે હે ॥ જિતા૦ ॥ ૭ ॥ હાથ જોડ સુરબાલક રૂપે । પ્રભુજી તણા ગુણ

ગાવે હે ॥ જિતા૦ ॥ ૮ ॥ ક્રિડા કુંડપર જાય પ્રભુજી। હંસબાલ પરે ન્હાવે હે ॥ જિતા૦ ॥૯॥

## ॥ માતર મંડણ શ્રી સુમતિ જિન ॥ સ્તવનં ॥

॥ સાચારે મ્હારા શાંતિજિનેશ્વર શાંતિજિનેશ્વર ॥ એ ચાલ ॥

॥ સાચારે મ્હારા સુમતિજિનેશ્વર, સુમતિ જિનેશ્વર, તુમે પ્રભુ સુમતિતણા છો દાતાર ॥ એ આંકણી ॥ માતરમાં તુમ મંદિર બિરાજે મંદિર બિરાજે ॥ શિખરબંધ જગજન મનોહાર ॥ સાચારે૦ ॥ ૧ ॥ સજ્જન ચિત્ત સમાન સુહાવે સમાન સુહાવે ॥ ઉંચપણે તુમ દેવલ શ્રીકાર ॥ સાચારે૦ ॥ ૨ ॥ થંભ સ્થિત પુતલીયો શોભે પુતલીયો શોભે ॥ જેમ સુર સુંદરી ધરી શણગાર ॥ સાચારે૦ ॥ ૩ ॥ ધજા લહકતી લાગે નીકી લાગે નીકી ॥ જેમ ગંગાજલ લહેર પસાર ॥ સાચારે૦ ॥ ૪ ॥ ચૈતર સુદિ એકમને દિવસે એકમને દિવસે ॥ ઓગણીસો બેતાલીસ સાલ ॥ સાચારે૦ ॥ ૫ ॥ સંપત વિજય શરણતુમ આવી શરણતુમ આવી ॥ સાધુવેશ લીયે અતિહી ઉદાર ॥ સાચારે૦ ॥ ૬ ॥ હંસ કહે સુણો સ્વામી સુમતિજિન સ્વામી સુમતિ

જિન ॥ ભવોભવ દ્યો મુજ સુમતિ અપાર ॥ સાચારે૦ ॥ ૭ ॥ ઇતિ ॥

# ॥ ખંભાત મંડન શ્રી ચિંતામણી પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ મેરી કરો બુદ્ધિ પ્રકાસ । નાથ તેરે ચરણોકા ચેરા ॥ એ ચાલ ॥

॥ મુજ કરો જ્ઞાન પ્રકાશ । ચિંતામણિ ચરણે તુજ આયા ॥ મુ૦ ॥ એ અંચલી ॥ પ્રભુ જ્ઞાનકે પારાવાર । તુમે તો છો ત્રિભુવન રાયા (૨) । મેં ઘટ પરે તોરે પાસ । જલ સમ લેનેકું ધાયા૦ ॥૨॥ મેં૦ ॥ દિજ્યો ઘટકો ભરી । જાવું હું ઠરી । બાત કહું ખરી । એહમેં મુસકલ નહિ ચાહ્યા ॥૨॥ મુજ૦ ॥ ૧ ॥ પ્રભુ દાનેશ્વર સરદાર । ઇંદ્ર પણ માગણ તુજ આવે ( ૨ ) તેમ હું પણ આયો નાથ । કોણ તુજ આગે ના આવે ( ૨ ) તુમ અખય ખજાનો નાથ । જોડી બે હાથ । માગું જેમ ગાથ । ત્રિપદિને ગણધર પદદાયા ( ૨ ) મુજ૦ ॥ ૨ ॥ તમ તિમિર પડલ વિધ્વં-સકાર । તું તરણિ સમ રાજે ॥૨॥ વાણી ગુણ પાંતરીશ સાથ । મેઘ જેમ અંબરમાં ગાજે (૨) ભવિ મોર । સુણી ઘમઘોર । કરે છે સોર । ખુ-સીથી હંસે ગુણગાયા ( ૨ ) મુજ૦ ॥ ૩ ॥

# ॥પાદરામંડન શ્રીશાંતિનાથ જિન ॥ સ્તવનં ॥

॥ ચાલો ચાલો ચતુરનર આજ જિનમુખ જોવાને ॥ એ ચાલ ॥

॥ સેવો સેવો સુગુણ નર આજ । શાંતિ કરવાને । પ્રભુ શાંતિનાથ મહારાજ । દુખ સહુ દલવાને । નમી પાયકમલ દિન રાત । કર્મ ઉદ્ધરવાને ॥ ધરો ધ્યાન સદા દિલમાંહ્ય ॥ કુમતિ હરવાને ॥ ૧ ॥ ચાલ બીજી ॥ સાર્થપતિ છે શિવપુર તણા । માગીએ એટલું જઈ આજરે । હમને સંસાર અટવિથી કાઢીયે ॥ ૨ ॥ ઉદ઼ઘોષણા ઉપદેશની સુણી । કહીયે જઇનેં મહારાજરે । હમને સંસાર અટવિથી કાઢીયેં ॥ ૩ ॥ ચાલ બીજી ॥ તેહ અટવિ બહુ દુખદાઈ છે । તહાં વલિ લોભરૂપ ખાઈ છે । ક્રોધ દાવાનલ ભાઇ છે । સાવધાન થજ્યો સહુ ॥ ૪ ॥ એહ અટવિ ઉતારણહારા । પાદરા મંડન છે જિન પ્યારા ॥ હંસ વિજય સુખ કારારે ॥ સાવ૦ ॥ સેવો૦ ॥ ૫ ॥ ઇતિ ॥

---

## ॥ વડોદરા મંડન શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ અનુભવ પ્રીતમ કેસે મનાસી ॥ એ ચાલ ॥

॥ ચિંતામણિ પાર્શ્વ અવિનાશી ॥ એ અંચલી ॥ સેહેર વડોદરા મંડનસ્વામી। પિપ્પલા સેરી નિવાસી ॥ ચિંતામણિ૦॥ ૧ ॥ ચિંતિત ફલદાયક પ્રભુ મુકી । અન્ય દેવ કુણ ધ્યાસી ॥ ચિંતામણિ૦ ॥ ૨ ॥ હીરા જડિત મુગટ કુંડલના । તેજથી તરણિ ઉદાસિ ॥ ચિંતામણિ૦॥ ૩ ॥ ક્ષીર સમુદ્રની લેહેર તજીને । કોણ પીયે જઇ છાસી ॥ ચિંતામણિ૦ ॥ ૪ ॥ તેમ પ્રભુ ગુણ ગાયન મુકીને । અન્ય ગુણ કોણ ગાસી ॥ ચિંતામણિ૦ ॥ ૫ ॥ એહવા જિન ભજવાથી પ્રાણી। તુટે કર્મની ફાંસી॥ ચિંતામણિ૦ ॥ ૬ ॥ પ્રભુ ગુણ ગણ ગંગા જલમાંહે । હંસ હમારા ન્હાસી ॥ ચિંતામણિ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ ગંધારમંડન શ્રી પાર્શ્વનાથ મહા- ॥ વીરજિન સ્તવનં ॥

॥ ભવી ચાલો સુભાવથી વીરજિનંદને વંદિયે ॥ ॥ એ રાહ ॥

॥ ભવી ચાલો ગંધારમાં જિનેંદ્ર ચંદ્રને

વંદીયે । વંદીયે વંદીયે વંદીયે હો ॥ ॥ ભવી૦ ॥ એ આંચલી ॥ અમીઝરા પ્રભુ પાર્શ્વનાથને । રાખીયે ચિત્ત કરંડીયે ॥ ભવી૦ ॥ ૧ ॥ બીજા દેવલમાં વીર પ્રભુના । દર્શનથી દુઃખ ખંડિયે ॥ ભવી૦ ૨ ॥ અપૂર્વ ચંદ્રમુખ દેખી પ્રભુનું । અજ્ઞાન તિમિર નિકંદીયે ॥ભવી૦ ॥ ૩ ॥ કલંક મુક્ત અમુક્ત પૂર્ણતા । રાહુ રહિત ન છંડિયે ॥ભવી૦॥ ૪ ॥ બુધજન વંદિત જિન ચંદ્ર વંદિ । હંસ કહે છે આનંદિયે ॥ ભવિ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ ડભોઈમંડન શ્રીલોઢણ પાર્શ્વનાથ ॥ સ્તવનં ॥

॥ ધનધટા ભુવન રંગ છાયા, નવખંડા પાસજી પાયા ॥ એ દેશી ॥

॥ ફણી ફટાટોપ કરે છાયા । લોઢણ પાર્શ્વપ્રભુ પાયા ॥ એ અંચલી ॥ દર્ભાવતી આગે આયા । વણઝારા બિચ સવાયા । સાગરદત્ત નામ કહાયા । પૂજન પ્રતિમા વિસરાયા । તિસને ભોજન નહિ ખાયા ॥ લોઢણ૦ ॥૧॥ વેલુમય બિંબ ભરાયા, પૂજન કરી ભોજન પાયા ॥ ફેર કુવા બિચ પધરાયા । પણ અખંડ રહી

જિન કાયા । પ્રભુ અજબ રૂપ દિખલાયા ॥ લોઢણ૰ ॥૨॥ વણઝારા ફેર ઉહાં ઠાયા । તિસકોં સ્વપ્ને સમજાયા । ઉસને સૂતર મંગવાયા । પ્રભુ કાઢી લોક હસાયા । જિન શાસન ડંકા બજાયા ॥ લોઢણ૰ ॥૩॥ સબ સંઘ મિલી ગુણ ગાયા । દિનરાત હૃદયમેં ધ્યાયા । કર્મનકા મેલ મીટાયા । પ્રભુ ગુણ ગંગાજલ ન્હાયા । નિજ હંસ ઉ-જવલ બનાયા ॥ લોઢણ૰ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ સીનોર મંડન શ્રી આદિનાથ સુમ-તિનાથ સ્તવનં ॥

॥ પ્યારે આવો ગુણ ગાવો બજાવો છનનનન છુમ છુમ છુમ ॥ એ ચાલ ॥

॥ આવો આવો ગુણ ગાવા બજાવા તન-નનન તુમ તુમ તુમ ॥ એ આંકણી ॥ શીનોરના સુંદર મંદિરમાં પાપ કરવા ચકચુર પ્રભુ પ્યારા, હિતકારા, જગસારા । આદિનાથને સુમતિનાથ છે તિહાં સર્વ સજ્જન આવો ॥ આવો૰ ॥ ૧ ॥ મત્તમતંગજ તરલ તુરંગમ સુભટ ઘણા બહાદુર દુરવારી, પરવારી, શણગારી, ।રાજ્યકાજ તજી દીક્ષા લીધી તસ ભાવના ભાવો ॥ આવો૰ ॥ ૨॥ દેશના અમૃત જલધર સમજિન વર્ષાવે ભરપુર

પ્રભુ વાંણી, હિતજાણી । પીયે પ્રાણી, તેહની તૃષ્ણા સઘલી નાસે તે દિલમાં લાવો ॥આવો૦ ॥ ૩ ॥ શાંતાકાર જગત સ્વામીનું, અતિ ઉત્તમ છે નુર, સુખકારી, દિલધારી । નરનારી, એવા પ્રભુની આકૃતિ તનમન સાથે લપટાવો ॥ આ- વો. ॥૪॥ જો હોય સારૂ ભાગ્ય તમારૂં, તો સેવો થઇસૂર, પ્રભુ સેવા, સુખ લેવા । કરો હેવા, જેહ- થી સુંદર નિર્મળ ઉજ્જવલ હંસ સમા થાવો ॥ આવો૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ સીનોર મંડન શ્રી વાસુપૂજ્ય ॥ સ્વામી સ્તવનં ॥

॥ અસરણ સરણ કરણ સુખ સંપત વિપત હરણ જગ વહાલા વહાલા પ્રભુવહાલા ॥ એ દેશી ॥

॥ ત્રિભુવન પૂજ્ય વાસુપૂજ્ય સ્વામી શી- નોરમાં સુખકારા, કારા, પ્રભુકારા । દુખ દુર્ગતિ દૂર વારણ તારણ ભવસાગરથી પ્યારા । પ્યારા, પ્રભુ પ્યારા ॥ ત્રિભુવન૦॥ એ આંકણી ॥ રમણી રમણરંગને ત્યાગી લીધો સંયમ ભારા, ભારા । પ્રભુ ભારા । ચંપાપુરી ચંપક તરૂ નીચે, છસોં મુનિ સંગસારા, સારા, પ્રભુ સારા ॥ત્રિભુવન૦॥ ૧ ॥ ચંચલ ચક્ષુ યુગલ યોગીશ્વર થઇને, સ્થિર

કરી દીધુ, દીધુ, પ્રભુ દીધુ । ક્લેશકારી શત્રુ ઉપર પણ, ક્રોધ અરૂણ નહી કીધુ, કીધુ, પ્રભુ કીધુ ॥ ત્રિભુવન૦ ॥૨॥ કરૂણારસ સાગર ગુણ આગર છો, પણ સ્નેહ ન ધરતા, ધરતા, પ્રભુ ધરતા । સ્નેહી જનપર સ્નેહ લેશથી, લંપટ નેત્ર ન કરતા, કરતા, પ્રભુ કરતા ॥ ત્રિભુવન૦ ॥ ૩ ॥ ધ્યાનારૂઢ થઈ જગ જોયું, કેવલાલોકથી સારૂ, સારૂ, પ્રભુ સારૂ । પરપરણતી પરિહરીને પામ્યા, પરમાત્માપદ ચારૂ, ચારૂ, પ્રભુ ચારૂ ॥ ત્રિભુવન૦ ॥૪॥ તૃષ્ણા મૃગ તૃષ્ણા વશ પડીયો, સ્વામી સેવક ત્હારો, ત્હારો, પ્રભુ ત્હારો। હંસ કહે કરૂણારસ સાગર, તૃષ્ણા દૂર નિવારો, વારો, પ્રભુ વારો ॥ ત્રિભુવન૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ ભરૂચ મંડન શ્રીમુનિસુવ્રત ॥ સ્વામી સ્તવનં ॥

॥ ઉભો રહેને હો જીવડા તું તો સાંભલ આગમ વેણ ॥ એ ચાલ ॥

॥ ભજી લેને ભવિક તું શ્રીમુનિસુવ્રત ભગવાન્ ॥ એ અંચલી ॥ ભરૂચ શેહેરમાં આવીયા । કરવા પર ઉપગાર । તુરંગ તુરત પહોચાડીયો। પ્રભુ દેવલોક [1]સહસ્રાર ॥ ભજી૦ ॥

---

૧. અષ્ટમ દેવલોકે.

૧ ॥ તુજને પણ એ તારસે । કરૂણારસ ભંડાર । જ્ઞાન મહોદય આપસે । વલિ કાપસે પાપ અપાર ॥ ભજી૦ ॥ ૨ ॥ આ સંસાર અસારમાં ॥ ભમિયો વારંવાર । નાથ નિરંજન નવિ મલ્યા । તુજ એલે ગયો અવતાર ॥ ભજી૦ ॥ ૩ ॥ જલ બુદબુદ સમ જાન જનોના । જાય ઝપાટા માર । ઝટ જન્માંતર જાતા જનને । કોઇ ન જાલવનાર ॥ ભજી૦ ॥ ૪ ॥ જુવટાદિક વ્યસનોથી પડીયા । નરકાદિક રૂપ ચાર । હંસ કહે સુવ્રત સ્વામી વિના । કોણ હવે આધાર ॥ ભજી૦ ॥ ૫ ॥

## ભરૂચ વેજલપુર મંડન શ્રીઆદિનાથ

## ॥ સ્તવનં ॥

( દીંડી છંદ )

ઋષભદેવ જીન મૂર્તિ અવિકારી । ભરૂચ શહેર વેજલપુરમાં જુહારી ॥ આંકણી ॥ શશિ સમ વિશુદ્ધ શાંત મુદ્રાધારી । નિર્વિકારી નયન યુગલ જાઉં વારી ॥ ઋષભ૦ ॥ ૧ ॥ નથી ગોદમાં કોઇ મૂર્તિમાન નારી । તેજ સૂચવે છે કામને સંહારી ॥ ઋ૦ ॥ ૨ ॥ જેણે જાપકાજ ધારી ન જપમાલી । એથી જાણિયે ત્રિકાલજ્ઞાનશાલી ॥ ઋ૦ ॥ ૩ ॥ નથી હાથમાં હથીયાર કે કટારી ।

એજ અજબ ગમક દ્વેષ પરિહારી ॥ ઋ૦ ॥૪॥ એવી મૂર્તિ શુદ્ધ જે પૂજે સંસારી। તેહ હંસપરે ઉતરે ભવપારી ॥ ઋ૦ ॥ ૫ ॥

## ॥ ભરૂચ કબીર પુરામંડન શ્રીઅજિતનાથ સ્તવનં ॥

॥ ખરેખર સ્વાદ છે ખારોરે, સહુામાં સુખ ન ધારોરે ॥
॥ એ દેશી ॥

॥ આવ્યો આ અવસર મ્હારોરે–અજિતજિન પૂજવા સારોરે ॥ એ આંકણી ॥ મનુષ્ય જન્મ વૃક્ષનુ પહેલુ, ભાષે છે ભગવાન્। ફલ પ્રથમ એ પૂજા પ્રભુની, કરવી ધરીને ધ્યાન। આવે ભવસાગર આરોરે ॥ અજિત૦ ॥ ૧ ॥ પૂજા કરતાં પ્રાણીયો પોતે, હોય ખરે પૂજનીક। એવાં અમૂલખ ફલ લેવાને, ચુકે કેમ વણીક। ધરે દીલ હર્ષ અપારોરે॥ અજિત૦॥ ૨॥ દુઃખ દારિદ્ર જાય છે એહથી, થાય છે જશ જરૂર। સ્વર્ગનાં સુખો પાય છે પ્રાણી, થાય કદિ નહિ- ક્રુર। મુકરર મુક્તિ વરનારોરે ॥ અજિત૦ ॥૩॥ ભરૂચ શહેરના કબીર પુરામાં, જિનમંદિર જયકાર। અજિતજિનેશ્વર પૂજતાં ત્યાં જઈ, થાય સફળ અવતાર। કરે એવા હંસ વિચારોરે ॥ અજિત૦ ॥ ૪ ॥

## ॥ઝઘડીયા મંડન શ્રી આદિજિન સ્તવનં॥

॥સાચારે મહારા શાંતિ જિનેશ્વર ॥ શાંતિ૦ એ રાગ ॥

॥ ઝઘડિયા મંડન આદિ જિનેશ્વર। પ્રથમ જિનેશ્વર। હું તો તુમ દર્શન આવિયો છું આજ ॥ એ અંચલી॥ ભરૂચ વેજલપુર સંઘની સાથે (૨) મેં તો કરી યાત્રા ગરીબ નવાજ ॥ ઝઘડિયા૦ ॥ ૧ ॥ પ્રભુ મૂર્ત્તિ મન તનુ ઉલ્લસાવે। તનુ૦ ચંદ્રમા જેમ ચકોર સુખકાજ ॥ ઝઘડિ૦ ॥ ૨ ॥ જેમ શશધર શશિકાંતને સુહાવે। શશિ૦ મોર સમુદાય મન મેઘની જ્યું ગાજ ॥ ઝઘડિ૦ ॥ ૩ ॥ નવપલ્લવ વન વસંત બનાવે। વન૦ કોકિલ કંઠ કલ ગાવે રાગ રાજ ॥ ઝઘડિ૦ ॥૪॥ [1]કુમુદ બાંધવ જેમ જલનિધિ જલને ॥ જલ૦ માન સરોવર [2]મરાલને મહારાજ ॥ ઝગડિ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ઝઘડીઆ મંડન શ્રી આદિ જિન ॥ સ્તવનં ॥

॥ મહેતાજીરે શું મહિનું મુલ બતાવું ॥ એ રાગ ॥

ઝઘડીયારે ગામમાં જુગતે જાવું। યાત્રા કરી પાવન થાવું। શ્રી ઋષભનીરે મૂર્તિથી

---

૧ ચંદ્ર. ૨ હંસ.

લલચાવું । ગુણગાન પ્રભુનુ ગાવું । દુર્ગતિથી દુરે થાવુંરે । ભવમાં પછી નહી ભટકાવુંરે । સુખ થાસે રે નહી ગમસે પછી ખાવું । ગુણગાન પ્રભુનુ ગાવું ॥ ૧ ॥ મૂર્ત્તિ છેરે મન મોહિત કરનારી । છે તેજ તણી ધરનારી । નેત્રોથીરે ભવ્ય તણા હિતકારી । અમૃત તણી ઝરનારી ॥ પ્રતાપ અતિ ધરનારીરે । વિદ્વાન્ જનોએ સ્વીકારીરે । પ્રમાણથીરે શ્રી સિદ્ધાંત વિચારી । અમૃત તણી ઝરનારી ॥ ૨ ॥ શીનોરથી રે સંઘ લેઇ ઇહાં આવે । ઝીણી બાઇ નિજ શુભ ભાવે । ઓગણીશેંરે છાસઠ સંવત સુહાવે । શુભ સ્તવન હંસ બનાવે, ફાગણ વદિ તેરસ કહાવેરે । ગુરૂવારે પરમ સુખ થાવેરે । સંઘ સઘલોરે પ્રભુજી તણા ગુણ ગાવે શુભ સ્તવન હંસ બનાવે ॥ ૩ ॥ ઇતિ ॥

## ॥ કઠોર ગામ મંડન શ્રી આદિશાંતિનાથ સ્તવનં ॥

॥ મૈં એકલી વનમેં તડકૂં જાપા મેરા બોલ બોલ બોલ ॥ એ રાગ ॥

મેં અરજ કરૂ શિરનામી । પ્રભુ કરજોડ જોડ જોડ ॥અંચલી॥ મેં ભવવનમેં જા ફસિયા ।

વહાં કાલ કરિ ધસમાસયા ॥ મુઝ લોભ સર્પ આડસિયા । અખિયાં ખોલ ખોલ ખોલ ॥ મેં૦ ॥ ૧ ॥ ક્રોધાનલ ને અતિબાલા । મેરા અંગ પડ ગયા કાલા ॥ મુઝે પ્યાદે પ્રેમકા પ્યાલા । અમૃત ઢોલ ઢોલ ઢોલ ॥ મેં૦ ॥ ૨ ॥ મદ અજગર મુઝકો ખાવે । મેરે પ્રાણ પલકમેં જાવે ॥ જડી જીવન કોણ પિલાવે । વનમે ઘોલ ઘોલ ઘોલ ॥ મેં૦ ॥ ૩ ॥ તુમ નામ મંત્રસેં સાજા । કુછ હો ગયા પ્રભુ તાજા ॥ તો કઠોર ગામ મહારાજા । આયા ટોલ ટોલ ટોલ ॥ મેં૦ ॥ ૪ ॥ શ્રી આદિ શાંતિજીન સ્વામી । હંસો માગે શિરનામી ॥ ગુણ મુક્તાફલ ઘો ધામી । પ્રભુ વિન મોલ મોલ મોલ ॥ મેં૦ ॥ ૫ ॥ ઇતિ૦ ॥

## ॥ કતાર ગામ મંડન શ્રી આદિજિન

## ॥ સ્તવનં ॥

॥ ના છેડો ગાલિ દુગીરે, ભરનેદ્દ જલનીર ॥ એ ચાલ ॥

આદિનાથ અનાદિ કાલેરે । મિલ ગયા મુજે મંદિર ॥ એ આંકણી ॥ મેં ઢુંઢ ફિરા જગ સારા । તૂં ના મિલા પ્રભુ પ્યારા । તબ કતાર ગામ દિલધારારે ॥ મિલ૦ ॥ ૧ ॥ તું કહાંસે ચલ કર આયા । ઇતને દિન કયું ન દિખાયા । તુજકું

શ્રીસને ભરમાયારે ॥ મિલ૦ ॥ ૨ ॥ મેં નરકનિ ગોદસેં આયા । વહાં કાલ અનંત ગમાયા । કર્મોને મુજ ભરમાયારે ॥ મિલ૦ ॥ ૩ ॥ કર્મોકું ક્યું ન હટાયા । તપજપ સંયમ સુખદાયા । ઉ- સકા હૈ એહ ઉપાયારે ॥ મિલ૦ ॥ ૪ ॥ મેં ક્યા કરૂ સુણ સ્વામી । તું તો હૈ અંતરજામી । મો- હને ન રખી કુછ ખામીરે ॥ મિલ૦ ॥૫॥ સુણુ હંસ હમ પાડોશી । મિલ પડા તુજે મેં જોશી। તેરીભી મુક્તિ હોશીરે ॥ મિલ૦ ॥ ૬ ॥

## ॥ સુરત શહેર મંડન શ્રીસીમંધર સ્વામી સ્તવનં ॥

॥ રાગ—કાફી—હોરી ॥

॥નેમિનિરંજન ધ્યાવોરે । વનમેં તપકીનો ॥ એ ચાલ॥

॥ શ્રીસીમંધર સ્વામી રે । કેવલજ્ઞાન લીનો ॥ શ્રીસી૦॥ એ આંકણી ॥ ગુણમણિ રોહણુ સમ હે સ્વામી ॥ દેખત કોઇ ન દિનોરે ॥ કેવલ૦॥ ૧ ॥ સંસાર પંક નિમગ્ન ઉદ્ધારણ ॥ ધોરી એહ નવીનોરે ॥ કેવલ૦ ॥૨॥ મન મંદિરમેં જ્યોતિ પરે રહી ॥ દાહ જરા નહી ક્ષીનોરે ॥ કેવલ૦ ॥૩॥ સમવસરણમેં ચતુર ચાતકને ॥ વચન સુધારસ પીનોરે ॥ કેવલ૦ ॥ ૪ ॥ સુરત શેહે-

રકા દેવલ માંહે ॥ દેખ્યો દેવ નગીનોરે ॥ કેવલ૦ ॥ ૫ ॥ હંસ ચાહે પ્રભુ આણા માંહે ॥ રહું સદા આધિનોરે ॥ કેવલ૦ ॥ ૬ ॥

## ॥ સુરત મંડન શ્રી ગોડી પાર્શ્વનાથ ॥ સ્તવનં ॥

॥ રાગ કલ્યાણ ॥

॥ રક્ષભૂપ જયોર્જને તું હે જગત્પતિ ॥
॥ એ ચાલ ॥

ગોડીપાર્શ્વનાથકો પૂજેશચીપતિ, જન્મસ્નાત્ર કરણ કારણ હે અતિરતિ ॥ ગોડી૦ ॥ ૧ ॥ મેરૂમસ્તકે પખાલી અંગકો અતિ, પાપતાપ આપણા મિટા દિયા કતિ ॥ ગોડી૦ ॥ ૨ ॥ અરતિકો ઉતારણે ઉતારે આરતિ । હાથ જોડ માન મોડ કરતહેનતિ ॥ ગોડી૦ ॥ ૩ ॥ ઐસે પ્રભુ પાર્શ્વકી પ્રતાપી મૂર્ત્તિ । સુરત શેહેરકે ભીતર પૂજત સુરતિ ॥ ગોડી૦ ॥ ૪ ॥ ઔર એક મૂર્ત્તિ વહાંપર બિરાજતિ । વિજયાનંદ સુરીશ્વર કેરી છાજતિ ॥ ગોડી૦ ॥ ૫ ॥ ગુરૂવર્ય લક્ષ્મીવિજયજી યતિપતિ । તાસ શિષ્ય હંસકી હે સ્તવના કૃતિ ॥ ગોડી૦ ॥ ૬ ॥



# ॥ શ્રી નવસારી પાર્શ્વનાથ સ્તવન ॥

॥ અહો અહો પાસજી મને મલીયારે ॥ એ દેશી ॥

નમોરે નમો નવસારી પાર્શ્વનાથરે । ઉત્તમ અંગે લગાવી બે હાથ ॥ નમોરે નમો૦ ॥ એ આંકણી ॥ પ્રભુ પ્રતિમા પ્રાણ આધારરે-સેવકને શિવ સુખકારરે, માનું હૈડા તણો એ હાર ॥ નમોરે૦ ॥ ૧ ॥ તે મૂર્ત્તિવંત મહારાજરે-કાશીના થયા શિરતાજરે । દિક્ષા લઇ થયા મુનિરાજ ॥ નમોરે૦ ॥ ૨ ॥ આશ્રમ પદ નામે ઉધ્યાનેરે-રહ્યા સ્વામી કાઉસગ ધ્યાનેરે-કર્યું આત્મ ધ્યાન એકતાને ॥ નમોરે૦ ॥ ૩ ॥ મેઘ માલીસ્તનીત કુમારરે-ધરી વૈર આવ્યો ત્યાં ગુમારરે-મુકયા સિંહ તેણે બે સુમાર ॥ નમોરે૦ ॥ ૪ ॥ આવી શકયા ન તે પ્રભુ પાસેરે-ઊંચું પુંછડું લેઇને નાશેરે । થયા નિષ્ફલ મનોરથ તાસ ॥ નમોરે૦ ॥ ૫ ॥ પ્રચંડ શુંડાદંડ ધારીરે-મદ ઝરતા મતંગજ ભારીરે વિકુર્વ્યા તેને સુવિકારી ॥ નમોરે નમો૦ ॥ ૬ ॥ તમોનાશક તેજસ્વી સામેરે-મંદ તેજ ન આવવા પામેરે । દીવાની પરે તે વિરામે ॥ નમોરે૦ ॥ ૭ ॥ ગર્જારવ સાથ વિજલીયોરે । કડકાવી કરી વાદલીયોરે । વર્ષાવી બાણ જેવી ઝડીયો ॥ નમોરે૦ ॥ ૮ ॥ જલ કંઠે આવે જેમ જેમરે । ધ્યાન

વન્હિ વધે તેમ તેમરે । પ્રભુને તો સદા કુશલ ક્ષેમ ॥ નમોરે નમો૦ ॥૯॥ કાલા કેશ રૂપી ભમરાલુરે । નેત્રદલ ગ્રિવાનલ વાલુરે । મુખકમલ બન્યું ત્યાં રૂપાલું ॥ નમોરે નમો૦ ॥ ૧૦ ॥ ધરણેંદ્ર હંસપરે આવેરે । ઉપસર્ગ હરી શુભ ભાવેરે । કમઠાસુરને તે નમાવે ॥ નમોરે નમો૦ ॥ ૧૧ ॥ ઇતિ૦ ॥

## ॥ ગણદેવી મંડન શ્રી ચિંતામણિ ॥ પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ મોરી બઈયાં તુ પકડ શંખેશ શામ ॥ એ ચાલ ॥

॥ સારી ચિંતા કે ચુરક ચિંતામણિ નામ । ગણદેવી ગામમેં પાર્શ્વ શ્યામ ॥ એ અંચલી ॥ ચિંતિત ફલદાયક ચિંતામણિ । પ્રભુ તો અચિંત્ય ગુણો કે ધામ ॥ સારી૦ ॥ ૧ ॥ લૌકિક સુખદાયક ચિંતામણિ । વિભૂતો અલૌકિક સુખ કે ઠામ ॥ સારી૦ ॥ ૨ ॥ પૂજક જન ફલ દાતા ચિંતામણિ । પૂજ્ય તો નિંદકકેભી કરત કામ ॥ સારી૦ ॥ ૩ ॥ ચિંતામણિ જડરૂપ ધરતહે । જિનતો ચિંદાનંદ આત્મારામ ॥ સારી૦ ॥૪॥ કમઠા સુરપર કરૂણાકારી । પ્રભુકા પ્રભાતે લીયે હંસનામ ॥ સારી૦ ॥ ૫ ॥

## ॥ બીલીમોરા મંડન શ્રી શાંતિનાથ જિન સ્તવનં ॥

॥ વારી જાઉંજી સાંવરીયા તોપે વારનાજી ॥ એ ચાલ॥

શ્રીયુત શાંતીનાથ જિન શાંતિ કે કરનાર-હેરે–કરનારહેરે ॥ અંચલી ॥ સોમપણા પ્રભુ-જીકા સુહાવે। શરદ શશિ સોકબહીન પાવે। તેજસેં નહી તરણિ તુલના કરનારહેરે, (૨) ॥ શ્રી૦ ॥ ૧ ॥ ત્રિદશપતિ આવે નહી તોલે। રૂપ ગુણે જીનવરકે જોડે। ધરણિધર નહી સાર ગુણે મલનારહેરે. (૨) ॥ શ્રી૦ ॥ ૨ ॥ સર્વ દુખ શાંતિ કરનારે। સર્વ પાપકો પરિહરનારે। આ સંસાર સમુદ્ર સકલ તરનારહેરે. (૨) ॥ શ્રી૦ ॥ ૩ ॥ શાંતિ સુખ સંપાદક સારે। અચિરા નંદન લાગત પ્યારે। કુરૂજનપદમેં નિવાસકે કરનારહેરે. (૨) ॥ શ્રી૦ ॥ ૪॥ બિલીમોરા નગર બીરાજે। મૂર્ત્તિવંત પ્રભુજી વહાં છાજે ॥ હંસ પ્રભુ ગુણ ગણ સરો-વર તરનારહેરે. (૨) ॥ શ્રી૦ ॥ ૫ ॥ ઇતિ૦ ॥

## ॥ ઉંટડી ગામ મંડન શ્રી શાંતિનાથ જિન સ્તવનં ॥

॥ હાંરે કાંઈ આસો માસે શરદ પુનમની રાતજો ॥ એ દેશી ॥

॥ હાંરે કાંઇ શાંતિના કરનારા શાંતિનાથજો।

ઉંટડી ગામમાં મૂર્ત્તિરૂપે મનોહરૂજો । હાંરે કાંઇ નિર્મલ કીર્તિ ધારણ ધોરી ધીરજો । સુરવીર પ્રભુ હાથ જોડી વંદન કરૂંજો ॥ ૧ ॥ હાંરે કાંઈ મોહ ધરાધિપનો જય મેલવનારજો । શાંત સુધારસમાં મજ્જન કરનાર છો જો । હાંરે કાંઇ દુર્જય દોષ સર્વના વર્જનહાર જો । પરમ પુણ્યશાલી પાવન કરનાર છો જો ॥ ૨ ॥ હાંરે કાંઈ અનંત ગુણે શોભિત છો સ્વામી નાથજો । ભવિક કમલ બોધન કારણ દિનેશરૂજો । હાંરે કાંઇ હંસ સમાન ધવલ ગુણના ધરનારજો । મહિમા ધામ જગતના છો પરમેશરૂજો ॥ ૩ ॥

## ॥ વલસાડ બંદર મંડન શ્રી મહાવીર સ્વામી સ્તવનં ॥

॥ રઘુપતિ રામ હૃદયમાં રેહેજોરે. ॥ એ દેશી ॥

મહાવીર જગતના ત્રાતારે । સહુ જીવને કરે સુખ શાતારે । એતો શાંત સુધારસ નહાતા । ગુણવંતા વીરવિભુ નિત્ય વંદોરે ॥ ૧ ॥ અજ્ઞાન તિમિર નિકાસેરે । નિજ આત્મ તેજથી વિભાસેરે । એતો દીપકપરે પ્રકાશે । ગુણવંતા વીર વિભુ નિત્ય વંદોરે ॥ ૨ ॥ શંકા પર્વતને તોડેરે । પ્રભુ વચન વજ્ર હથોડેરે । અધર્મીને

ધર્મમાં જોડે । ગુણવંતા વીર વિભુ નિત્ય વંદોા-
રે ॥ ૩ ॥ આરાધકને આરાધ્યરે । સાધક જનને
વલિ સાધ્યરે । એવું સુખ છે પ્રભુનું અબાધ્ય
। ગુણવંતા વીર વિભુ નિત્ય વંદોારે ॥ ૪ ॥ પ્રભુ
મૂર્ત્તિ છે નિર્વિકારીરે । ન માને તે હોય ધિક્કા-
રીરે । વલસાડમાં હંસે સ્વીકારી । ગુણવંતા
વીર વિભુ નિત્ય વંદોારે ॥ ૫ ॥

## ॥ પારડી મંડન શ્રી ચંદ્રપ્રભજિન ॥સ્તવનં ॥

॥ માજી તું પાવાની પટરાણી કે કાલી કાલકારે લોલ
॥ એ દેશી ॥

॥ ચંદ્ર પ્રભ મુખ ચંદ્ર ચકોર જ્યું નયણે
નિરખીયેરે લોલ । પ્રભુ દર્શન નિત્ય નિત્ય કરી
ને હૈડે હરખીયેરે લોલ । વિતરાગ પુન્ય પાપ
રહિત પ્રભુ સમતા સાગરૂરે લોલ । લોકાલોક
વિલોકનહારા ગુણના આગરૂરે લોલ ॥ ચં૦ ॥
૧ ॥ રાગને દ્વેષ મોહ મમતા પરીસહને પરિહ-
રીરે લોલ । પ્રભુએ પ્રેમ ધરી પટરાણી શિવ
સુંદરી વરીરે લોલ । ભવ બીજાંકુરના જણ-
નારા રાગાદિક હણીરે લોલ । સુરપતિ નરપતિ
ગણપતિના થયા પ્રભુ મસ્તક મણિરે લોલ ॥
ચંદ્ર૦ ॥ ૨ ॥ કર્મરૂપ કચવર દુર કરવા વાપી

જ્ઞાનનીરે લોલ । આપી પ્રભુજી ગયા લોકાંતે સુખના સ્નાનનીરે લોલ । પણ મૂર્ત્તિરૂપે પ્રભુ-જી પારડી બંદરે રહ્યારે લોલ । ભવ્ય જનોએ હૃદય કમલમાં હંસપરે વહ્યારે લોલ ॥ ચંદ્ર૦ ॥ ૩ ॥ ઇતિ૦ ॥

## ॥ બગવાડા મંડન શ્રી અજીતજિન ॥સ્તવનં ॥

॥ નાલ તુમે ચાલોરે જિનવર દેવ જુહારો ॥ એ દેશી ॥

અજિતજીન સેવોરે કે જગમાં દેવ ન તેવો। હાંકે જગમાં દેવ ન તેવો। દેવ ન તેવો દીઠો એ-હવો અજિત૦ ॥ એ આંકણી ॥ સેવાના ફલ સંસારમાં કાંઇ સંપદા લેવોરે કે જગમાં૦ ॥૧॥ ઋદ્ધિ સિદ્ધિ સઘલી મીલે કાંઇ મોક્ષનો મેવોરે। કે જગમાં૦॥૨॥ પાપ ગંધ દુર કારણે કાંઇ ધૂપ ઉખેવોરે । કે જગમાં૦ ॥ ૩ ॥ ચંદનચરચકની હોવે કાંઇ અર્ચા અજબ એ કેવોરે । કે જગમાં૦ ॥ ૪ ॥ મોક્ષ ગયા પણ બગવાડે કાંઇ રહ્યા દે-વાધિ દેવોરે। કે જગમાં૦ ॥ ૫ ॥ હૃદય કમલમાં હંસ પરે કાંઇ । પ્રભુજી ઠેવોરે। કે જગમાં૦॥૬॥

# ॥ વાપી મંડન શ્રી અજિતનાથજિન ॥ સ્તવનં ॥

॥ માતા મરૂ દેવાનો નંદ દેખી તારી મૂર્તિ મારૂં મન લોભાણુંજી ॥ એ દેશી ॥

શ્રી શ્રી અજિતનાથ મહારાજ । વાપી ગામમાં તુમ । મૂર્તિ પ્રભુ છે ત્રિભુવન શિરતાજ ॥ એ આંકણી ॥ જયવંતા વર્તો જગમાંહી । જગજીવન જયકાર । તમને આ દુનીયાની માંહી કોઇન જીતનહાર ॥ શ્રી શ્રી૦ ॥ ૧ ॥ કર્મ કટક-પર જય મેલવી, જીતાવ્યા બહુ લોક । તે કારણ તુમ સેવક જનના, જાય ઝપાટે શોક ॥ શ્રી શ્રી૦ ॥ ૨ ॥ મોટો જય જગમાં વર્તે છે, આપ તણો મહારાજ । તેથી જય લક્ષ્મી બીજે, જાવામાં છે નારાજ ॥ શ્રી શ્રી૦ ॥ ૩ ॥ સત્ય તમારૂં જય મેલવે છે સગલે સંસાર । તેજ સબબથી જીતનાર જન, ખાય ખરે કંસાર ॥ શ્રી શ્રી૦ ॥૪॥ હંસ કહે શ્રી અજિત જિનેશ્વર, મહારી કરો સંભાલ । આપ પસાયે સઘલી ટલસે, જગની આ જંજાલ ॥ શ્રી શ્રી૦ ॥ ૫ ॥



# ॥ દમણ મંડન શ્રી આદિનાથજિન ॥ સ્તવનં ॥

॥જીયાચતુર સુજાન નવપદ કે ગુણગાયરે ॥ એ ચાલ ॥

જૈનો જપો જિન જાપ । દમણબંદરમાં જાયરે॥ એ આંકણી ॥ દમણ દરિયા કાંઠે દેવલ। ઝાજ જેવું ન્હંકાયરે ॥ જૈનો૦ ॥૧॥ અપછરા વૃંદ સમેત થંભ છો। કૂપ થંભપરે ઠાયરે ॥ જૈનો૦ ॥ ૨ ॥ સુંદર સઢ સમાન શુભંકર । ધર્મ ધજા ફરકાયરે ॥ જૈનો૦ ॥ ૩॥ અપૂર્વ ઝાજ પામીને પ્રાણી । કોણ હવે શંકાયરે ॥ જૈનો૦ ॥૪॥ આગબોટ બંદર બોટવાલા। તે પણ ઇહાં લલ-ચાયરે ॥ જૈનો૦ ॥ ૫ ॥ સુકાની સમ આદિના-થજિન । તારણ તરણ કહાયરે ॥ જૈનો૦ ॥ ૬ ॥ સંકટ સઘલા દુર કારક દેવી । ચક્કેસરી કરે સહાયરે ॥ જૈનો૦ ॥ ૭ ॥ રોગ શોકરૂપ મચ્છ કુચ્છપથી । કોઇ નહિ ગભરાયરે ॥ જૈનો૦ ॥૮॥ સંકલ્પ વેલાથી સંકટના । ખડકમાં નહી અથ-ડાયરે ॥ જૈનો૦ ॥ ૯ ॥ વહાણવટીયા ભવ્ય જીવ ઘણેરા । તેહમાં બહુ હર્ષાયરે ॥ જૈનો૦ ॥ ૧૦ ॥ જ્ઞાન દર્શન ચારિત્ર રત્ન ભરી । મોક્ષપુ-રીમાં સધાયરે॥ જૈનો૦ ॥ ૧૧॥ હંસપરે એવા ઝાજથી જૈનો । ભવ સમુદ્ર તરાયરે ॥ જૈનો૦ ॥ ૧૨ ॥ ઇતિ૦ ॥

## ॥ શ્રી અંતરિક્ષપાર્શ્વનાથ સ્તવનં ॥

॥ ભાષા મરાઠી ॥

॥ ભજ ભજ ગુરૂચે પાય શિષ્યા ભજ ભજ ગુરૂચે પાય ॥ હી ચાલ ॥

॥ સેવા કરાવી સાર પ્રભુચી । સેવા કરાવી સાર ॥ શ્રી અંતરિક્ષ પાસપ્રભુજીચે । દેઉલ પહા સુખકાર ॥ પ્રભુ૦ ॥ ૧ ॥ તિકડે જાઉની દર્શન ધ્યાવેં । પાયા પડુની વારંવાર ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ કેસર ચંદન ચર્ચુની આંગી । ચઢવા ચંપકહાર ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ રાયપસેણી જ્ઞાતા અંગહે । ઐકુની કરા સુવિચાર ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ પૂજેચેં ફલ આહે સાંગિતલેં । હિત સુખ મોક્ષ ઉદાર ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ રોગ શોક ભય ત્રાસ ન ત્યાલા । ઉતરાવેં ભવપાર ॥ પ્રભુ૦ ॥ ૬ ॥ હંસ સાંગતો સેવે વાંચુની । કોણ તુમ્હાં આધાર ॥ પ્રભુ૦ ॥ ૭ ॥

## ॥ શ્રી અંતરિક્ષપાર્શ્વનાથ સ્તવનં ॥

॥ મ્હારી રસસેલડી ઋષભજિનેશ્વર કીધા પારણા ॥ એ દેશી ॥

॥ મ્હારી કલ્પવેલડી મૂર્ત્તિ શ્રી અંતરિક્ષ પાસની ॥ એક સમય લંકાપતિ રાવણ હુકમ આપ ફરમાવે । માલી સુમાલી વિદ્યાધર બે કાર્યે કરણ તસ જાવેરે ॥ મ્હા૦ ॥ ૧ ॥ જાય

વિમાન ઝડપથી તેહનું, જેમ ગગને ગુબારા ।
મધ્યાન્હે ભોજન વેલાયે, વિમાન હેઠે ઉતારારે
॥ મ્હા૦ ॥ ૨ ॥ તવ સેવક મન સંશય ઉપન્યો
પ્રતિમા ઘેર વિસારી । પ્રભુપૂજન વિના ભોજન
ન કરે મુજ સ્વામી ભાગ્યશાલીરે ॥ મ્હા૦ ॥
૩ ॥ વેલુમય મૂર્ત્તિ નિપજાવી કરી પૂજન તૈયા-
રી । સ્વામીયે પૂજન કરી ભોજન લીયા શરીર
સુખકારીરે ॥ મ્હા૦ ॥ ૪ ॥ જાતાં મૂર્ત્તિને પધ-
રાવી સરોવરમાં ઉછરંગે । અધિષ્ટાયક દેવે અ-
ખંડિત રાખી તિહાં ઉમંગેરે ॥ મ્હા૦ ॥ ૫ ॥
એકદિન બિંગલપૂરનો રાજા શ્રીપાલ કુષ્ટિ આવે ।
હાથમુખ પ્રમુખ અંગોને પખાલી નિજઘર
જાવેરે ॥ મ્હા૦ ॥ ૬ ॥ મુખડું નિરોગ દેખી
રાણી ફરી ત્યાં જઇ નવરાવે। કંચન સમ કાયા
રાજાની જોઇ જોઇ અચરીજ પાવેરે ॥ મ્હા૦ ॥
૭ ॥ બલિ બાકુલ નાખી પટરાણી બોલી મ-
ધુરી વાણી । દેવી દેવ જે કોઇ હોય તે દ્યો
દર્શન હિત આણીરે ॥ મ્હા૦ ॥ ૮ ॥ એમ કરી
ઘર જઇને સુતી સ્વપ્ને દેવી દિઠી । પાર્શ્વપ્ર-
ભુની પ્રતિમા ઇહાં છે એમ વાણી સુણી મિઠીરે
॥ મ્હા૦ ॥ ૯ ॥ રોગી રાજા નિરોગ થયો તે
જિનજી તણો પસાય । તે કારણ પ્રતિમા કાઢીને

ગાડેહીયો પધરાયરે ॥ મ્હા૦ ॥૧૦॥ કાચે તાંતણે ગાડલું બાધી રાજાયે થવું ધુરમાં। પણ પાછું વાલિ જોયા વિના જવું જરૂર નિજ પુરમાંરે ॥ મ્હા૦ ॥૧૧॥ જો પાછું વાલિને જોસે તો પ્રતિમા તિહાં રહેસે। ભુલ્યો બાજીગર જેમ સોચે તેમ ચિંતા દુઃખ સહેસેરે ॥ મ્હા૦ ॥ ૧૨ ॥ એહવું સ્વપ્ન દેખીને રાણી નિદ્રામાંથી જાગી। પ્રેમ ધરીને દેવગુરૂનું સ્મરણ કરવા લાગીરે ।મ્હા૦ ॥૧૩॥ તેમજ કરી પૃથ્વીપતિ ચાલ્યો બોજથી હાથ ન હાલ્યો। શંકા ઉપની પ્રતિમા કેરી મુખ-વાલી તિહાં ભાલ્યોરે ॥ મ્હા૦ ॥ ૧૪ ॥ પ્રતિમ. અધર રહિ ત્યાં આગલ ગાડું નિકલી ચાલ્યું। વિના વિચારી કીધું તે રાજાના દિલમાં સાલ્યું રે ॥ મ્હા૦ ॥ ૧૫ ॥ પણ પ્રાતમા ઉપર પ્રીતિ-થી શ્રીપુર નગર વસાવી। રહેવા લાગ્યો ત્યાં પરરાજા નગર લોકને હસાવીરે ॥ મ્હા૦ ॥ ૧૬ ॥ ચૈત્ય પ્રતિષ્ઠા મહોચ્છવ કીધો જગમાં યશ બહુ લિધો। પ્રતિદિન ત્રિકાલ પૂજા કરીને નિજભવ સફલો કીધોરે ॥ મ્હા૦ ॥ ૧૭ ॥ તે કાલે પાણી-હારી બેહડું લઇ નીચે જઇ શક્તિ। હવણે તો અંગલોહણુ નિકલે દીપ શિખા જુવો જગતીરે ॥ મ્હા૦ ॥ ૧૮ ॥ દુખમ કાલમેં એમ પ્રભુની

મૂર્ત્તિ અધર બિરાજે। તે કારણ અંતરિક્ષ-પાસજી નામ જગતમાં ગાજેરે ॥ મ્હા૦ ॥ ૧૯॥ તે પ્રભુની યાત્રા કરવાને અમલનેરથી આવે। રૂપચંદ મોહનચંદ પોતે સંઘ લઈ શુભ ભાવેરે ॥ મ્હા૦ ॥ ૨૦ ॥ સંવત ઓગણીસેં છપ્પનના મહાસુદિ દશમી સારી। લક્ષ્મીવિજય ગુરૂ-રાજ પસાયે હંસ નમે વારંવારીરે ॥ મ્હા૦ ॥ ॥ ૨૧ ॥ ઇતિ૦ ॥

## ॥ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ પ્રભુ મુખચંદ્રે લાગ્યો મને પ્યાર (૨) ચંદ્રે લાગ્યો (૩) ॥ એ આંચલી ॥ હું પાપી બહુ પાપ કરીને। આવ્યો તુમારે દરબાર ॥ પ્ર૦ ॥ ૧ ॥ લાખ ચોરાસી યોનિ ગુફામેં। દુઃખ સહ્યાં મ્હેં કૃપાલ ॥ પ્ર૦ ॥૨॥ ક્રોધાદિક ચોરે હરિ લીધી। રત્નત્રયી બહુ વાર ॥ પ્ર૦ ॥ ૩ ॥ રાગ દ્વેષ રૂપ મલ્લ હરાવે। તેહનો કરો સંહાર ॥ પ્ર૦ ॥ ૪ ॥ શ્રી અંતરિક્ષ પ્રભુ પાર્શ્વ જિનેશ્વર। આભવ દુઃખ નિવાર ॥ પ્ર૦ ॥૫॥ મુજને પણ અંતરિક્ષે ધરીને। લોકાંતે રાખો આવાર ॥ પ્ર૦ ॥ ૬ ॥ વિજયાનંદસૂરીશ્વર કેરા। લક્ષ્મીવિજયજી અ-ણગાર ॥ પ્ર૦ ॥૭॥ તસ ચરણાંબુજ હંસ નમે છે। સંપત્તિ દ્યોને અપાર ॥ પ્ર૦ ॥ ૮ ॥

# ॥ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથ સ્તવનં ॥

**પ્રભુ હું પ્રેમે આવ્યોરે, મારૂં આયુષ્ય એલે જાય, પ્રભુ હું પ્રેમે આવ્યોરે ॥ એ ચાલ ॥**

॥ રાગ માઢ ॥

॥ પ્રભુ હું ભાવે આવ્યોરે । મને સંસારમાં ન સુહાય । પ્રભુ હું ભાવે આવ્યોરે ॥ એ અંચલી ॥ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથસ્વામી અરજ કરૂં વારંવાર ॥ આ સંસારસમુદ્રથી તારો । તારક બિરૂદના ધાર ॥ પ્રભુ હું૦ ॥૧॥ અજ્ઞાનતા રૂપ તલીયું જેહનું । ઉંડુ જેહ અગાધ ॥ વ્યસન શૈલ સમુહ છે જેમાં । કષાય કલશ ઉપાધ ॥ પ્રભુ હું૦ ॥ ૨ ॥ તૃષ્ણા પવનથકી તે ભરીયા । સંકલ્પ વેલા વધાર ॥ વડવાનલ કામદેવ રૂપી છે । સ્નેહ ઇંધન અપાર ॥ પ્રભુ હું૦ ॥ ૩ ॥ રોગ શોકાદિક મચ્છ બહુલા । દ્રોહ ગર્જના થાય ॥ સાંયાત્રીક ભવ્ય જીવ ઘણેરા, સંકટથી ગભરાય ॥ પ્રભુ હું૦ ॥ ૪ ॥ એહથકી હું અતિ ઉભગ્યો છું । સાહેબ સુણ દયાલ ॥ હંસ કહે મુજ જલદી તારો । જાણી પોતાનો બાલ ॥ પ્રભુ હું૦ ॥ ૫ ॥ ઇતિ૦ ॥



# ॥ ખામગામ મંડન શ્રી ઋષભદેવ ॥સ્તવનં ॥

શ્રી શાંતિ તુમારી છે બલીહારી જગ વિષે જિન-
રાજ ॥ એ ચાલ ॥

॥ નાભિનંદન પ્યારા—સબજગ સારા—ઋષભદેવ ભગવાન્—તમે જગ શણગારા—દુઃખ હરનારા—સુખ કરનારા ॥ ઋષભ૦ ॥ એ આંકણી ॥ હું ને મ્હારૂ સારૂ નઠારૂ । એ મોહનો છે મંત્ર ॥ જગમાં તે અંધકાર ફેલાવે । દ્યો તેનો પ્રતિમંત્ર ॥ પ્રભુ વ્હાલા હમારા—હૈડાના હારા—પરમ આધારા ॥ ઋષભ૦ ॥ તુમે જ૦ ॥ દુઃખ હ૦ ॥ સુખ ક૦ ॥ ઋષભ૦ ॥ ૧ ॥ આત્મવિલ્લાસી જ્ઞાન પ્રકાશી । છો મોહના પ્રતિમલ્લ ॥ હમને તો અતિ મોહ મુઝાવે । કાઢો હમારૂ સલ્ય પાપપંકથી ન્યારા—આકાશ જ્યું સારા, ન લેપ લગારા ॥ ઋષભ૦ ॥ તુમે જ૦ ॥ દુખ હ૦ ॥ સુખ ક૦ ॥ ઋષભ૦ ॥ ૨ ॥ પરદ્રવ્ય નાટક નિત્ય પ્રતિ પાટક । દેખો દિનદયાલ ॥ ભવનાટક હવે નાથ નિવારો । હંસ કહે તુમ બાલ ॥ ખામગામ તુમારા—દેવલ ઉદારા—હિત કરનારા ॥ ઋષભ૦ ॥ તુમે જ૦ ॥ દુઃખ હ૦ ॥ સુખ ક૦ ॥ ઋષભ૦ ॥ ૩ ॥ ઇતિ૦ ॥

## ॥ બાલાપુર મંડન શ્રી પાર્શ્વજિન ॥ સ્તવનં ॥

॥ રાગ કાફી ॥

॥ ખતરા દુરકરના દૂરકરના ॥ એ ચાલઃ॥

॥ મુજરા નિત્ય કરના નિત્ય કરના, શ્રીપાર્શ્વપ્રભુ દિલ ધરના । મુજરા નિત્ય કરના ॥ નિત્ય૦ એ અંચલી ॥ ત્રિભુવન પૂજ્ય પૂજનસેં તિજન । હૃદય કમલમેં ઠરના૦ ॥ મુજરા૦ ॥ ૧ ॥ પ્રભુ સેવાસેં યોગ્યતા પ્રગટે । દૂર હોય જરમરણા૦ ॥ મુજરા૦ ॥ ૨ ॥ રોગ શોક જલજલણ ચોરકા । ભય સગલા દૂર હરણા૦ મુજરા૦ ॥ ૩ ॥ ભુત પિશાચ રાજ ભયસેંતિ । કબુ નહિ દિલ ડરના૦ ॥ મુજરા૦ ॥૪॥ બાલાપુરકે દો દેવલમેં । પાર્શ્વપ્રભુ અનુસરના ॥ મુજરા૦ ॥ ૫ ॥ હંસ કહે અહનિશ રટનાસે ॥ ઝટપટ શિવવધુ વરના૦ ॥ મુજરા૦ ॥ ૬ ॥

## ॥ આકોલા મંડન શ્રી ગોડી પાર્શ્વનાથ સ્તવનં ॥

॥ ગોકળ મથુરાંરે વાહાલા ॥ એ દેશી ॥

વામાનંદનરે સ્વામી । શોભે તુમ કાયા ગજગામી ॥ પંકિલ ચિત્તરે વસિયા । પણ

પંકિલ થયા નહિ રસીયા ॥ પાર્શ્વજિનેશ્વરરે પ્યારા ॥ પ્રભાવતી ત્યાગી સુરસાલા ॥ પાર્શ્વ-જિ૦ ॥ ૧ ॥ નિરાગાર છોરે સ્વામી । પણ મુજ મન મંદિર વિસરામી ॥ વિતરાગતારે ધારી । પણ મુકિત રમણી ન વિસારી ॥ પાર્શ્વજિ૦ ॥ ૨ ॥ રત્નના ત્યાગીરે થઇને । રત્નત્રયી આપો છો કેઇને ॥ અચરિજ એતોરે દિઠું । જગમાં સહુને લાગ્યું મીઠું ॥ પાર્શ્વજિ૦ ॥ ૩ ॥ ચંદ્ર ન આવેરે તોલે । પૂર્ણ કલાધરને જન બોલે ॥ તે ઉગતો નવિરે પૂરો ॥ તું કદી કલાથકી ન અધુરો ॥ પાર્શ્વજિ૦ ॥ ૪ ॥ શ્રી આકોલેરે મર્ત્તિ । તુમ તણી । દિઠી પ્રભુ દુઃખ ચૂર્તિ ॥ જે નિત્ય સેવારે કરસે । હંસ પરે તે ભવજલ ત-રસે ॥ પાર્શ્વજિ૦ ॥ ૫ ॥ ઇતિ૦ ॥

## ॥ અમરાવતી મંડન શ્રી પાર્શ્વનાથ ॥ સ્તવનં ॥

॥ રાગ હોરી ॥

॥ બાજત રંગ બધાઈ નગરમાં બાજત રંગ બધાઇ ॥ એ ચાલ ॥

॥ હોવત મંગલ ચાર, નગરીમેં હોવત મંગલ ચાર ॥ શ્રીમત્ પાર્શ્વજિનેશ પસાયે । અમરાવતીમાં સાર ॥ નગરી૦ ॥ ૧ ॥ અરિહંત

સિદ્ધ સાધુ શુદ્ધ ધર્મએ । મંગલ ચાર પ્રકાર ॥ ન૦ ॥ ૨ ॥ ઇંદ્રભુવન સમ દેવલ માંહિ । ફાગ ગાવે નરનાર ॥ ન૦ ॥ ૩ ॥ રંગમંડપમેં રંગ ઉડતહે । કેસર કેરા અપાર ॥ ન૦ ॥ ૪ ॥ તાલ મૃદંગ સારંગી સાથે । હોય સંગીત રસાલ ॥ ન૦ ॥૫॥ ઇણ વિધ પ્રભુભક્તિકા હોવે । અનંત ફલ વિસ્તાર ॥ ન૦ ॥ ૬ ॥ સામત માલસી સુત સંઘ લાવે । આકોલાસેં આવાર ॥ ન૦ ॥ ૭ ॥ સંવત ઓગણીસ છપ્પન કેરી । શ્રી વિક્રમકી સાલ ॥ ન૦ ॥૮॥ ફાગણ સુદિ તેરશ બુધવારે । હૃદયે ધરી બહુ પ્યાર ॥ ન૦ ॥ ૯ ॥ તેવિશમા પ્રભુ પાસજી કેરા । દર્શન કીયા મનોહાર ॥ ન૦ ॥ ૧૦ ॥ હંસ કહે યહ મંગલ ગાવે । તસ ઘર મંગલમાલ ॥ ન૦ ॥ ૧૧ ॥ ઇતિ૦ ॥

## ॥ નાગપુર મંડન શ્રી શ્રેયાંસનાથ ॥ સ્તવનં ॥

॥ મનહર મહાવીર ગુણમણિમાલ મુર્તિ મોહનવેલી ॥ એ ચાલ ॥

॥ દિલધરો શ્રી શ્રેયાંસજિનેશ ગુણમણી મોહનમાલા । જેશે મુક્તાફલમાલા । અહો સુર-સાલા । એ મુક્તિ વરમાલા ॥ દિ૦ ॥ એ અંચલી ॥

